# ઇન્દુકલા

પ્રોફેસર એફ. ડબલ્યુ. બેઇનની રચેલી અંગ્રેજી કથાનું

ભાષાન્તર

કરનાર

**સ્વ. નલિનકાન્ત નરસિંહરાવ દીવટિયા**

અમદાવાદ—ધી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડમાં
મોતીલાલ શામળદાસે છાપ્યું.

પ્રકાશક

**નરસિંહરાવ ભોળાનાથ,**

મુકામ વાંદરા, જિલ્લે થાણા.

ઈ. સ. ૧૯૧૭    સંવત્ ૧૯૭૪

આવૃત્તિ ૧ લી    પ્રત ૫૦૦

**કીમત આઠ આના**

# પ્રસ્તાવના.



'ઉષાનન્દિની' ની પ્રસ્તાવના લખતી વખતે મ્હને સ્વપ્નામાં પણ ખ્યાલ ન્હોતો કે પ્રોફેસર બેઇનની બીજી વાર્તા—A Digit of the Moon—નું ભાષાન્તર આદરનાર મ્હારા બીજા સંતાનની કૃતિની પ્રસ્તાવના, હેવા જ કરુણ સંયોગના પ્રાબલ્યથી, મ્હારે લખવાનો વારો આવશે. સ્વ. સૌ. ઊર્મિલાએ 'ઉષાનન્દિની' લખી તે અરસામાં જ હેના બન્ધુ નલિનકાન્તે A Digit of the Moon નામની પ્રોફેસર બેઇનની વાર્તાનું ભાષાન્તર કરવાનો મનોરથ કર્યો. ઈ. સ. ૧૯૧૩ ના જૂનની ૧૨ મી તારીખે ભાષાન્તરનો આરમ્ભ હેણે કર્યાની નોંધ છે. એ પૂર્ણ થયા પછી એક વર્ષ ઉપરાંત એ ભાષાન્તર પડી રહ્યું. તે પછી મૃત્યુની છાયાએ આક્રમણ કર્યું. આજ હવે એ પુસ્તક છપાઈ પ્રસિદ્ધ થાય છે.

ગુજરાતના રસિક વાચકગણને પ્રોફેસર બેઇનની અ-

સાધારણ રસ ભરેલી વાર્તાઓનો કંટાળો હજી આવ્યો નહિં હોય એ આશાથી આ વાર્તા હેમની સમક્ષ રજૂ કરીછે. ભાષાન્તરમાં યોગ્ય ફેરફાર કરવાની છૂટ મ્હેં લીધીછે; પરંતુ તે હેવી રીત્યની નથી કે જેથી એ કૃતિ સ્વ. નલિનકાન્તની મટીને મ્હારી થઈ જાય. એ યુવકનું નામ ગુર્જર સાહિત્યમાં છેક અજાણ્યું નથી. માટે વિશેષ કાંઇ લખવાની આવશ્યકતા નથી. 'ઇન્દુકલા'ના દર્શનથી એ તરુણ લેખક વાચકવર્ગના સ્મરણપટમાં પુનઃ આલેખાશે અને સદ્‌ભાવની ઊર્મિ ઉત્પન્ન થશે એ વાઞ્છના અતિ પ્રગલ્ભ નહિં ગણાય એમ આશા છે. પુસ્તકનું ભાષાન્તર કરવાની પરવાનગી ઉદારભાવે આપવા માટે પ્રોફેસર બેઇનનો ઉપકાર—સ્વ. નલિનકાન્તની તરફથી—મ્હારે જ માનવાનોછે, તે અન્તઃકરણથી માનુંછું.

વાંદરા
તા. ૧૭ મી ઑક્ટોબર ૧૯૧૭

નરસિંહરાવ ભોળાનાથ

# ઇન્દુકલા.



જગતના બચાવ માટે જે શિવે હલાહલ પીને પોતાનું ગળું નીલરંગી કર્યું તે શિવ ત્હમારૂં રક્ષણ કરો. ગણપતિ પોતાની સૂંઢવડે મ્હારા વિચારની આડે આવનાર સર્વ વિઘ્નો ખશેડી નાંખો, અને વાણીની દેવી સરસ્વતી દરેક વિચાર દર્શાવવાને ત્હેને યોગ્ય જ શબ્દ જડે ત્હેવી મ્હને પ્રેરણા કરો.



કોઇ એક દેશ ઉપર, અમુક સમયે, સૂર્યકાન્ત નામનો રાજા રાજ્ય કરતો હતો. ત્હેનું સૈન્ય શૂરવીરતા અને નીતિથી દોરાઈને સર્વ દિશાઓમાં સમુદ્રના કિનારા સૂધી જઈ પહોચ્યું હતું. અને રાજા પોતે સર્વ શાસ્ત્ર પારંગત હતો પણ એક

વસ્તુની ત્હેનામાં ખોટય હતી. સ્ત્રીજાતિની કદર તથા તેઓ પ્રત્યે પુરુષનો પ્રેમ એ ત્હેને પસંદ ન્હોતાં. પોતે જાત્યે ઘણો જ સ્વરૂપવાન હતો, અને પોતાની કીર્તિ જ્વલંત પ્રભાનાં ઉષ્ણ કિરણોથી ત્હેની સ્હામે જોનાર કોઇપણ સ્ત્રીનું નિરાશા ભરેલું હૃદય તે ભસ્મ કરી નાંખતો પણ હૃદય આકર્ષનારા સ્ત્રીજાત્યના કટાક્ષોની ત્હેના હૃદય ઉપર કશી જ અસર થતી ન્હોતી. સ્ત્રીદ્વેષીનો સાક્ષાત્ અવતાર જ જાણે કે પોતે ન હોય ત્હેવો તે હતો. રાજાને કોઇ વારસ ન હોવાથી, ત્હેના મરણ પછી રાજ્યનું બધું ખરાબ ખસ્ત થઈ જશે, એવા વિચારથી ત્હેના મંત્રીઓ વગેરે સર્વ, શું કરવું ત્હેની ચિન્તામાં પડ્યા. ત્હેમણે સર્વ જગ્યાઓએથી સુન્દરમાં સુન્દર સ્ત્રીઓને બોલાવડાવી અને રાજા ઉપર જાણે કે સ્ત્રીજાતિના સૌન્દર્યનો વરસાદ વરસાવ્યો, પણ ફાવે તે કરો, રાજાને મન તો આ વરસાદ તે હાથીના વાંસા ઉપર પાંદડું પડ્યું હોય તેમ લાગ્યું. આખરે મંત્રીઓ

વગેરે નિરાશ થયા અને કહેવા લાગ્યા “બહુ સદ્‌ગુણી થવું તે પણ ખોટું. બેશક રાજાઓએ સ્ત્રીજાતિના છળકપટથી ચેતતા રહેવું જોઇયે, પણ આ સ્રીદ્વેષી રાજાથી તો તોબાહ. વારસ વગર રાજયનું શું થશે?” બધાએ એક બીજાની સલાહ લઈ રાજાને લગ્ન કરવાની ઘણી વિનંતી કરી પણ વ્યર્થ. આખરે તે લોકોએ, રાજા ના જાણે તેમ છૂપા જાસૂસો મારફત બધા દેશમાં ઢંઢોરો પીટાવ્યો કે રાજાના વિચાર બદલી ત્હેમને લગ્ન કરવાને કોઇપણ લલચાવી સકશે ત્હેને એક કરોડ સોના મ્હોરો આપવામાં આવશે. આ સાંભળી ઘણા જંતર મંતર કરનારા ઢોંગી લોકો આવ્યા, મંત્ર વગેરે ભણ્યા, ઘણી યુક્તિઓ કરી પણ કાંઇ ફળ થયું નહિં. ઉલટો, રાજાનો સ્રીદ્વેષ પ્હેલાં કરતાં એટલો બધો વધી પડ્યો કે કોઇપણ સ્રી ત્હેની નજરે પડે તો ત્હેને તે દેશનિકાલની સજા કરવા લાગ્યો. આથી મંત્રીઓને ભય લાગવા મંડ્યો કે રાજય સ્રીઓ

વગરનું થઈ જશે તેથી ત્હેમણે રાજાની ઉપર છૂપા જાસૂસો રાખ્યા. તે લોકો રાજા જ્યહાં જાય ત્યહાં ત્હેની આગળ જતા અને બધી સ્ત્રીઓને સંતાઈ જવાનું કહેતા. આ કામ તલવારની ધાર ઉપર ચાલવા જેવું કઠિન હતું, કારણ બધી સ્ત્રીઓ નવાઈ ખાતર તેમજ કોઈક બીજી શકિતથી લોહચુંબકથી જેમ લોખંડના કડકા આકર્ષાયછે તેમ આ રાજાથી આકર્ષાતી હતી.

એક દિવસ રાજનગરમાં એક ચિત્રકાર આવ્યો. આવતાં વાંત જ ત્હેણે, ગામમાં જોવા લાયક વસ્તુઓ શી છે ત્હેની તપાસ કરી ત્યહારે નગરવાસીઓએ કહ્યું કે “ હમારા નગરમાં તો હમારા રાજા સૂર્યકાન્ત સૌથી વધારે જોવા લાયક છે. કારણ તે પોતે રાજા છે છતાં તે સ્ત્રીઓને ઘણા જ ધિક્કારેછે. તે પોતે તો બીજા કામદેવ જ જોઈ લ્યો. સ્ત્રીજાતિનાં હૃદયો ઉપર આઘાત કરવાને, જે કામદેવે પોતાના છઠ્ઠા અસ્ત્ર તરીકે જે’ને સરજાવ્યા છે, તે કામદેવનું પણ

હામની આગળ કાંઇ ચાલતું નથી એ નવાઈ જેવું છે. હવે શું સૂર્ય તપતો બંધ થઈ જશે? અથવા પવન વાતો બંધ થશે?" પણ તે ચિત્રકાર આ સાંભળીને હસ્યો અને બોલ્યો "મ્હને એક મંત્ર આવડે છે, તેથી સૂર્યકાન્ત મણી ઉપર સૂર્યની અસર થઈ સકશે." આ ત્હેની બડાશ મંત્રીઓએ રાખેલા જાસૂસે સાંભળી અને ત્હેણે જઈ મંત્રીઓને હાની ખબર આપી. તે લોકોએ ચિત્રકારને તરત જ બોલાવ્યો, સવાલો પૂછ્યા, રાજાની સર્વ હકીકતથી ત્હેને વાકેફ કર્યો, અને જો તે ફતેહમંદ નીવડે તો ત્હેને ઇનામ આપવાનું વચન આપ્યું. પછી ચિત્રકારે કહ્યું "રાજા મ્હને બોલાવડાવે હેવી ગોઠવણ ત્હમે કરાવજો. પછી બધું હું કરીશ."

પછી મંત્રીઓ રાજા પાસે ગયા અને કહ્યું "હે નૃપતિ! આપના નગરમાં એક ચિત્રકાર આવ્યો-છે ત્હેની કળાની બરોબરી કરી સકનાર ત્રણે ભુવ-નમાં કોઇ નથી." આ સાંભળી રાજા ઘણો ખુશ

થયો કારણ બીજી બધી કળાઓની પેઠે ચિત્રકળા પણ તે સારી રીત્યે જાણતો હતો. ત્હેણે તે ચિત્રકારને પોતાની હજૂરમાં બોલાવી લાવવાનું કહ્યું. ચિત્રકાર આવતાં વાંત જ રાજાનું અનુપમ સૌન્દર્ય જોઈ ચકિત થયો અને વિનંતી કરી કહ્યું "હે નૃપ ! આપે આપની અનુપમ સૌન્ર્ય ભરી કાન્તિના દર્શાનનો લાભ મ્હને આપી મ્હારો જન્મ સફળ કર્યો છે. નજીવા દર્પણમાં પ્રકાશતાં પણ સૂર્યનો પ્રભાવ ઓછો થતો નથી માટે ભવિષ્યને માટે, આપની સૌન્દર્યવાન્ કાન્તિની નકલ ઉતારી લેવાની મ્હને રજા આપવાની વિનંતી કરૂં છું." પછી રાજાએ કહ્યું "ત્હારી કળાના નમૂના પ્હેલાં મ્હને બતાવ્ય. પણ એટલું યાદ રાખજે કે કોઇપણ સ્ત્રીની છબી મ્હને ના બતાવીશ, નહિં તો ત્હારૂં આવી બન્યું જાણજે." પછી તે ચિત્રકારે દુનિયાંના સર્વ દેશોનાં ચિત્રોનો સંગ્રહ બતાવવાને કાઢ્યો અને ત્હેની અંદર એક સ્ત્રીની છબી વચમાં મૂકી

દીધી, અને રાજાને તે સંગ્રહ જોવાને આપ્યો. એક પછી એક ચિત્રો ફેરવતે ફેરવતે રાજાની દૃષ્ટિ પેલી સ્ત્રીની છબી ઉપર પડી. તે તરફ જોતાં જ તે એકદમ મૂર્છા ખાઈ જમીન ઉપર પડ્યો.

આ જોઈ ચિત્રકાર હસ્યો અને મંત્રીઓને કહેવા લાગ્યો "વ્યાધિનું ઔષધ થયું છે વૈદ્યને ત્હેના પૈસા આપો." પણ તેઓ બોલ્યા "પણ હમારી ખાતરી તો થવા દે કે વ્યાધિ તદ્દન જતો જ રહ્યો છે." પણ ચિત્રકારે કહ્યું "તે ત્હમને જલદી જ જણાશે. પહેલાં રાજાને શુદ્ધિમાં આણો અને પછી તે મ્હને અહિં ના જોઈને શું કહે છે તે સાંભળો. દરમ્યાન હું આ ખંડની બ્હાર જાઉં છું."

પછી મંત્રીઓએ રાજાના અનુચરોને બોલાવ્યા. ત્હેમણે ત્હેને પંખો નાંખ્યો, સુખડનું પાણી મ્હોં ઉપર છાંટ્યું અને ત્હેને શુદ્ધિમાં આણ્યો. તરત જ રાજાએ ચારે બાજૂ જોઈને કહ્યું "અરે! ચિત્રકાર! પેલો ચિત્રકાર!" મંત્રીઓએ કહ્યું "સાહેબ

તે તો ચાલ્યો ગયો છે.” આ સાંભળી રાજા રાતો પીળો થઈ ગયો અને હેનો અવાજ ધ્રૂજવા લાગ્યો તે બોલ્યો “હમે હેને શા માટે જવા દીધાં? હમણાં ને હમણાં હેને બોલાવી મંગાવો, નહિંતો હમને બધાને સૂર્યાસ્ત થયા પ્હેલાં તો હાથીના પગ નીચે કચરાવી નંખાવીશ.” તેથી તરત જ હેમણે ચિત્રકારને બોલાવી લાવવાને માણસોને મોકલ્યા. ચિત્રકાર આવ્યો અને રાજાને પગે પડીને કહેવા લાગ્યો “હે નૃપતિ! મ્હને ક્ષમા કરો, મ્હારા દુર્ભાગ્યે તે સ્ત્રીની છબી બીજી છબીઓમાં ભળી ગઈ હશે.” પણ રાજાએ કહ્યું “હે મહા ચિત્રકાર! હારા જેવો ઉત્તમ ચિત્રકાર કોઇ થયો નહિં હોય, તેમ હાલ હશે પણ નહિં, અને ભવિષ્યમાં થશે પણ નહિં. હેં તે છબી બતાવીને મ્હને ઘણો લાભ કર્યો છે અને હેના બદલા તરીકે હું મ્હારૂં આખું રાજ્ય હને આપું તો પણ બસ ના થાય. અને તે સ્ત્રી મ્હારા આ પૂર્વે જન્મમાં

મ્હારી પત્ની હશે એ નિઃશંક છે, કારણ તે વગર આટલી બધી લાગણી થવી અશક્ય છે. હવે, તે સ્ત્રીનો પિતા કિયા દેશનો રાજા છે વગેરે સર્વ મ્હને કહે, કારણ મ્હને એટલી તો ખાતરી છે કે આ કોઇ કલ્પિત વ્યક્તિની છબી નથી. ઇશ્વરકૃત વ્યક્તિ હાવી સુન્દર હોઈ શકે." આ સાંભળી ચિત્રકાર હશ્યો અને કહેવા લાગ્યો "હે નૃપતિ! મ્હારી સલાહ માનતા હો તો આપના મનમાંથી આ સુન્દરીના વિચારો કાઢી નાંખો, નહિં તો મ્હારા અસાવધપણાથી આપનો નાશ થવાનો પ્રસંગ આવશે." પણ રાજા બોલ્યો "હે ચિત્રકાર, બસ વધુ ન બોલ્ય. આ સુન્દરી કોણ છે તે મ્હને કહી સુવર્ણના ઢગલા લેવાનું અથવા ના કહી અન્ન પાણી વગર, અંધારી કોટડીમાં, લોખંડની શૃંખલાથી બંધાઈ રહેવાનું એ બેમાંથી એક પસંદ કર્ય." પછી ચિત્રકાર બોલ્યો "હે નૃપતિ! આપ મ્હને કહેવાની ફરજ પાડો છો તો હવે હું નિરુપાય છું. આપના ભાગ્યમાં

પણ તે જાણવાનું જ છે તો હું સર્વ ત્હમને કહીશ. નાગ લોકોના રાજાના બન્ધુની પુત્રી અનંગરાગાની આ છબી છે. તે કુમારિકા એક વનમાં આવેલા મહેલમાં એકલી રહે છે તે વન અહિંથી ત્ય્હાં જતે બે માસ લાગે તેટલે દૂર છે. અને તે કુમારિકાના સૌન્દર્ય માટે તો મ્હારે શું કહેવું? આપને ત્હેનો અનુભવ થયો જ છે. છબીમાં જ જે આટલી સૌન્દર્યવાળી દેખાય છે તે ખરેખરી કે'વી હશે? ત્હેને જોતાં વાંત જ સર્વ કોઇ ત્હેના પ્રેમ પાશમાં પડે છે, ઘણા લોકો તો આપની પેઠે મૂર્ચ્છિત થાયછે અને કેટલાક તો મરી પણ ગયા છે, પણ જગકર્તાએ હાવી લાવણ્ય ભરેલી, અવર્ણનીય સૌન્દર્યની મંજૂષા બનાવી ત્હેની અંદર પથ્થર જેવું સખત હૃદય મૂક્યું છે. હજી સૂધી તે હૃદય ઉપર કામદેવનાં બાણની કશી અસર થવા પામી જ નથી. પૃથ્વીના દરેક ભાગમાંથી સેંકડો પુરુષો ત્હેની સાથે લગ્ન કરવાની માંગણી કરી ચૂકયા પણ તે કોઇ

ફતેહમંદ થયો નથી. ને કુમારિકા તે સર્વેને હશી જ કાઢે છે. એકવીસ દહાડા સુધી તે દરેક પુરુષને ઘણીજ ભપકાબંધ રીત્યે ખવડાવે છે, પીવડાવે છે અનેં રાખે છે. અને હેવો કરાર કરે છે કે દરરોજ તે પુરુષે ત્હેને એક એક કોહ્યડો પૂછવો હેનાથી ઉત્તર ના દેવાય હેવો કોહ્યડો પૂછવામાં કોઇ ઉમેદવાર વિજય મેળવે તો પોતે બદલામાં ઇનામ તરીકે તે પોતાને અર્પણ કરે; પણ ઠરાવેલી મુદતમાં એ ઉમેદવાર નિષ્ફળ થાય તો હેનો એ ગુલામ તરીકે રહે, અને ધારે તેમ હેની વ્યવસ્થા કરે. હજી સુધી તે જવાબ ના દઇ સકે ત્હેવો સવાલ કોઇ ત્હેને પૂછી સકયું જ નથી. કારણ તે કુમારીકાનું જ્ઞાન અલૌકિક છે, અને સર્વ શાસ્ત્રની તે જ્ઞાતા છે ત્હેનું માગું કરતા જે ઘણા લોકો ગયા છે અને નિષ્ફળ થયા છે ત્હેમાંના કેટલાકને ત્હેણે પોતાના ગુલામ તરીકે રાખ્યા છે અને ત્હેમને ન મળનારી પોતાની સૌન્દર્યવતી મૂર્તિ રોજ બતાવીને ટટળાવે

છે, તેથી તે પુરુષોની સ્થિતિ પશુ કરતાં પણ વધારે દયાજનક છે. કેટલાકને તો ત્હેણે કાઢી મુકયા છે અને તેથી જ, હે નૃપતિ ! આપને મ્હેં ચેતવણી આપી હતી. હજી પણ મ્હારી વિનંતિ છે કે ત્હેનો વિચાર જ મનમાંથી કાઢી નાંખો, કારણ કોઇપણ માણસની પોતાની ઇચ્છિત વસ્તુ ત્હેની સમક્ષ જ હોઈ ત્હેને મળી સકતી નથી ત્હેવી સ્થિતિ કરતાં બીજી કોઇપણ સ્થિતિ વધારે દયાજનક હોઇ સકે નહિં, કારણ એક તો તે વસ્તુ પોતે ખોઇ હોય છે અને રોજ પોતાની નજરે તે આવે છે પણ તે ત્હેને મળી સકવાની હોતી નથી.”

સૂર્યકાન્ત રાજા આ સાંભળી ખડખડ હસ્યો અને બોલ્યો “હે ચિત્રકાર ! ત્હારી કળામાં જેટલો તું પ્રવીણ છે તેટલો ન્યાય કરવાની શકિતમાં નથી કારણ કોઇપણ માણસને જો તે હિમત તથા નિશ્ચય કરી અમુક વસ્તુ મેળવી શકે તેમ હોય તો તે માટે પ્રયત્ન ન કરીને તે માટે દિલગીરી કરી બેશી

રહેવું અને આખી જીંદગી દુઃખમાં ગાળવી તે દશા તું વર્ણવે છે તે કરતાં પણ અત્યન્ત વધારે દુઃખ ભરેલી છે આવી સૌન્દર્યવતી મૂર્તિને મ્હારી કરવાનો પ્રયત્ન કરવાનું હિંમત હારીને છોડી દેવા કરતાં હું તે સૌન્દર્યની મૂર્તિની સમીપમાં નિરંતર રહી દુઃખી થવાનું જોખમ ખેડવાને તૈયાર છું. પછી રાજાએ તે ચિત્રકારને તે કુમારિકાની છબીના બદલામાં ત્રણ કરોડ સોના મહોરો આપી અને પોતાની છબી ચીતરવાની રજા આપી ને તેમ ત્હેણે કર્યાં પછી વદાય કર્યો. પછી પોતાના મંત્રીઓને કહ્યું “ સર્વ તૈયારી કરો, કારણ આજે જ રાતે હું અનંગરાગા કુંવરીની શોધ કરવા નીકળું છું. ” આ સાંભળી મંત્રીઓએ માંહિં માંહિં મસલત કરી ને વિચાર કર્યો કે રાજા જો નિષ્ફળ થશે તો પાછા નહિં આવે, અને ના જાય તો રાજયગાદી વારસ વિનાની રહે, તો તે બેમાંથી વખતે રાજા સફળ થાય એ આશાથી હેમને જવા દેવા એજ ઠીક છે.”

તેથી તે જ રાતે, વ્યગ્રતારૂપી અગ્નિથી ભસ્મ થઈ જતા રાજાએ પોતાના મંત્રીઓને સર્વ રાજ્યનો કારભાર સોંપ્યો અને પોતાની ભાવિ પ્રિયાને જીતી આણવા અથવા તો હારી જઈ ત્હેના ગુલામ બની ત્ય્હાં જ રહેવાને ત્હેની છબી પોતાની સાથે લઈ રાતોરાત ઉપડ્યો. તે પોતાની સાથે કોઇને પણ લેવાનો ન્હોતો પણ ઉપડવાની તૈયારી કરતો હતો તેટલામાં ત્હેનો બાલમિત્ર રસકોશ આવ્યો અને કહેવા લાગ્યો મહારાજ ! આપ એકલા જશો ? રાજા બોલ્યો "મ્હારા મિત્ર હું કદાચ નિષ્ફળ થાઉં અને પાછો ના પણ આવું, તો વિનાશના મુખમાં મ્હારે મ્હારી સાથે બીજાને શા માટે લેવા? હું તો એકલો જ જઈશ." રસકોશ બોલ્યો "હે રાજા ! ત્હમે શું કરો છો ? મ્હને મૂકીને જવું તે ત્હમને પોતાને જ ભૂલીને જવા બરોબર છે. ત્હમારો પોતાનો દેહમાં અર્ધ ભાગ છે તે તો તે કુંવરીને ત્હમે આપી દીધો છે તેથી તદ્દન હેના ઉપર જ

લીન છે, અને અન્ય વિચાર કરી સકશે નહિં; તો મ્હારામાં જે ત્હમારો બીજો અર્ધ ભાગ સમાયલો છે અને ત્હમારી સેવા માટે હમેશ તત્પર છે ત્હેના વગર ત્હમે કુંવરીને શી રીત્યે જીતી સકશો ? અને હું મ્હારા એ વધારે મુલ્યવાન અર્ધ ભાગ શિવાય શી રીત્યે રહી સકીશ ? અને ત્હમે નિષ્ફળ થશો તો મ્હારા શિવાય ત્હમે શું કરશો ? કારણ સંપત્તિ પણ મિત્ર વગર રસહીન છે, તો વિપત્તિમાં તો મિત્રની ખાસ અગત્ય છે. ” આ સાંભળી રાજા બોલ્યો “ ચાલ્ય, ત્યહારે આપણે બે જઈશું. ” પણ રસકોશે કહ્યું “ પણ ત્હમારું ચિત્ત ત્યહાં જ ભટકયા કરે છે. હાવી ભયંકર મુસાફરીએ વિનાયક દેવની સ્તુતિ કરી ત્હેમની સાહાય્ય માગ્યા વગર જ નીકળવું છે ? ત્હેની સહાયતા વગર કોણ સફળ થયું છે ? રાજા કહે “ હા, તું કહે છે તે સત્ય છે. હું તો મ્હારી વ્યગ્રતામાં તે ભૂલી જ જાત. ” પછી ગણેશની પ્રાર્થના કરી કે “ જેમની સૂંઢ

નૃત્ય કરતે ઊંચી રહે છે, પ્રાતઃકાળના સૂર્યનાં કિરણો-થી જેમ ધુમ્મસ ઊડી જાય છે તેમ જેમની પાસેથી બધી વિપત્તિઓ દૂર જતી રહે છે, જે'મની સહાય-તાથી દુર્બલ સબલને જીતી શકે છે, જે'મની ભક્તિ વગર સર્વ જ્ઞાન વ્યર્થ છે, તથા સર્વ ડહાપણ તે મૂર્ખાઇ જ છે, જે'મના કર્ણ પવનમાં ઊડતા વિજય પતાકાની પેઠે ફફડે છે, ત્હેવા હે ગજાનન ! હું ત્હમારી સ્તુતિ કરું છું."

પછી તેઓ મુસાફરીએ નીકળ્યા. અને સમુદ્ર જેમ રત્નોથી ભરપૂર હોય છે તેમ જંગલી પ્રાણીઓ, વાનરો તથા શબર જાત્યનાં જંગલી મનુષ્યોથી ભરપૂર વનમાં થઈ, તેઓ રાતદિવસ મુસાફરી કરવા લાગ્યા. રાજાએ ઘણા દિવસ સૂધી તો ખાધું નહિં, વાતચીત કશી પણ કરી નહિં. તે તો આખો દિવસ તેમ જ રાત્ય તે રાજકન્યાની છબી તરફ જ નિહાળ્યા કરતો હતો.

એક દિવસ બપોરે એક કુદંબ વૃક્ષ નીચે તેઓ વિશ્રાન્તિ લેવા બેઠા. તે વખતે રાજા તે રાજકન્યાની છબી તરફ થોડો વખત જોઈ રહ્યો અને પછી એકદમ બોલ્યો "રસકોશ, આ એક સ્ત્રી છે. હું જો કોઇ પણ વિષયથી અજ્ઞાત હોઉં તો તે સ્ત્રીનો વિષય છે. સ્ત્રીઓની પ્રકૃતિ કેવી હોય છે તે મ્હને કહે." રસકોશે હશીને કહ્યું "રાજા આ પ્રશ્ન ઘણો કઠિન છે. ત્હમે આ પ્રશ્ન તે રાજકન્યાને પૂછજો. સ્ત્રી તે ઘણી વિકટ વ્યક્તિ છે તે વિચિત્ર ગુણોની બનેલી છે. આ પ્રસંગને લગતી હું એક વાર્તા કહું તે સાંભળો.

"જગતના આરંભકાળમાં જ્યહારે ત્વષ્ટાને સ્ત્રીને બનાવવાનો પ્રસંગ આવ્યો ત્યહારે ત્હેને જણાયું કે પુરુષને બનાવવામાં ત્હેણે સર્વ સાધનો વાપરી દીધાં હતાં અને હવે કાંઇ જ દૃઢ સામગ્રી શિલક રહી ન્હોતી. આખરે ત્હેણે એક યુક્તિ કરી. ત્હેણે ચન્દ્રની વર્તુલતા, વેલાની વક્રતા, ત્હેમના તંતુઓની

અવલમ્બન શક્તિ, તૃણની કંપવાની શક્તિ, બરૂની તનુતા, પુષ્પોની પ્રફુલ્લિતતા, પર્ણનું વજનમાં હલકાપણું, હાથીની સૂંઢચના રેખાક્રમ, મૃગનાં કટાક્ષ, મધમાખીઓની પંક્તિયોનું સંમેલન સૂર્યનાં કિરણોનો આનંદ, વાદળાંનું રુદન, પવનની અસ્થિરતા, સસલાનું બ્હીકણપણું, મોરનો આડંબર, પોપટની છાતીની મૃદુતા, પથરાની કઠિનતા, મધની મધુરતા, વ્યાઘ્રની ક્રૂરતા, અગ્નિની હૂંફ, બરફની ઉષ્માહીનતા, ચાસની વાચાલતા, કોકિલાનું કૂજન, બગલાની દાંભિકતા, તથા ચક્રવાકની સ્વામિનિષ્ઠા, એટલાં લીધાં અને બધાને મિશ્ર કરી એક સ્ત્રી બનાવી અને તે એક પુરુષને આપી. પણ એક અઠવાડિયા પછી તે પુરુષ પાછો ત્વષ્ટા કને આવ્યો અને કહેવા લાગ્યો “હે સ્વામિ ! ત્હમે મ્હને જે સ્ત્રી આપી છે તે તો મ્હારૂં જીવન દુઃખમય કરે છે. આખો વખત બોલ્ય બોલ્ય કરે છે, મ્હને બ્હીડવે છે, તે મ્હારાથી ખમાતું નથી, આખો

દહાડો ત્હેની દરકાર મ્હારે રાખવી પડે છે, વગર કારણે રૂવે છે અને આળસુ છે. તેથી હું તો પાછી આપવા આવ્યો છું" એટલે ત્વષ્ટા બોલ્યો "વારું લાવ્ય પાછી." પાછો એક અઠવાડિયું રહી પેલો પુરુષ આવ્યો અને કહેવા લાગ્યો "હે સ્વામી! મ્હારું જીવન પેલી સ્ત્રી વગર મ્હને શૂન્ય જેવું લાગે છે. તે હતી ત્ય્હારે કેવાં મધુર ગીતો ગાતી હતી, અને કટાક્ષથી મ્હારા સ્હામું જોતી હતી, મ્હારી સાથે રમતી હતી, અને મ્હને આનંદ આપતી હતી. ત્હેનું હાસ્ય સંગીતમય હતું, તે દેખીતી સૌન્દર્યવતી અને કોમલ હતી. મ્હને તે પાછી આપો. એટલે ત્વષ્ટા બોલ્યો "વારું, ત્ય્હારે લે લઈ જા ત્હેને" પાછો ફકત ત્રણ જ દિવસ પછી તે પુરુષ આવ્યો અને કહેવા લાગ્યો "હે સ્વામી! મ્હને કાંઇ સમઝણ પડતી નથી પણ આખર વિચાર કરતાં એમ જ લાગે છે કે તે સ્ત્રી મ્હને સુખને બદલે દુઃખ રૂપ જ થઈ પડી છે.

તેથી કૃપા કરીને પાછી લ્યો." પણ ત્વષ્ટા બોલ્યો "ચાલ્ય નીકળ્ય અહિંથી. આમ વારંવાર મ્હારે ના જોઇયે. ત્હારે ત્હેની સાથે નીભાવી લેવું પડશે" પછી પેલા પુરુષે કહ્યું "પણ હું ત્હેની સાથે રહી સકતો નથી." એટલે ત્વષ્ટા બોલ્યો "અને ત્હેના વગર પણ રહી સકતો નથી" એમ કહી એ પોતાનું કામ કરવા લાગ્યો. પછી પેલો પુરુષ બોલ્યો "મ્હારે શું કરવું? હું આ સ્રીની સાથે પણ નથી રહી સકતો, તેમ ત્હેના વગર પણ નથી રહી સકતો."

તે પછી રસકોશ અટકયો અને રાજા સ્હામે જોયું પણ રાજા મૌન જ ધારણ કરી રહ્યો, અને પેલી રાજકન્યાની છબી તરફ જોવા લાગ્યો.

આવી રીતે મુસાફરી કરતે કરતે અનંગરાગા રાજકન્યાના મ્હેલની પાસે તે લોકો આવી પહોંચ્યા.

---

# પહેલો દિવસ.

## ગણેશ અને ચાર્વાકની વાર્તા.

પછીં જ્યહારે પ્રભાતના સૂર્યનાં કિરણોથી સૂવર્ણની પેઠે ચળકતા, વૃક્ષોની ટોચોની ઉપર સુધી મ્હોચતા, પ્રાસાદના ઘુમટો સૂર્યકાન્ત રાજાની દૃષ્ટિએ પડ્યા ત્ય્હારે તે બોલ્યો "હા! હવે થઈ ચુક્યું." રસકોશે પુછ્યું "કેમ શું થયું?" સૂર્યકાન્ત બોલ્યો "અફસોસ. હું મ્હારી પ્રિયાના વિચારમાં રાત દિવસ, ઊંઘતે તેમ જ જાગૃત અવસ્થામાં, એટલો બધો મગ્ન થઈ ગયો હતો કે મ્હેં બીજા કશાનો વિચાર જ કર્યો નથી. અને આપણી મુસાફરી તો થઈ પણ રહી. પણ મુશ્કેલીઓ હવે શરૂ થઈ. તે રાજકન્યાને શા સવાલો પૂછવા તે પણ મ્હેં ગોઠવી રાખ્યા નથી. તે રાજકન્યાના વિચારથી જ આટલો ચિત્તભ્રમ થઈ જાય છે તો ત્હેને નજરે જોયા પછી તો મ્હને લાગે છે કે હું તદ્દન જ નકામો થઈ જઈશ."

આ સાંભળી રસકોશ બોલ્યો "હે નૃપતિ તે રાજકન્યાની આ જ શકિત બધાને માત કરી દે છે. ત્હેના સૌન્દર્યની જાદૂઇ શકિતથી લોકોની અક્કલ બ્હેર મારી જાય છે અને યુક્તિયો સોધવાની કળા ખોઈ બેસે છે. અને આખરે ત્હેના ગુલામ બની જાય છે. ત્હમારો અર્ધો ભાગ તો તદ્દન ત્હેને જ વશ થઈ ગયો છે તે ખરૂં, પણ બીજો અર્ધો ભાગ હજી ચિત્તભ્રમ નથી થયો એટલું ત્હમારૂં સારૂં ભાગ્ય છે. ત્હમે લેશ પણ ચિંતા રાખશો નહિં, પણ જ્યહારે ત્હમે ત્હેની આગળ જાઓ ત્યહારે ત્હેને કહેજો કે ત્હમે મ્હારી મારફત જ બોલો છો. અને મ્હને બધું સોંપજો." આ સાંભળી રાજા નિશ્ચિંત થયો અને બીજા વિચારો પડતા મૂકી પાછો પોતાની પ્રિયાના વિચાર કરવા લાગ્યો.

ધીમે ધીમે તેઓ પ્રાસાદના મુખ્ય દ્વાર આગળ આવી પહોચ્યા. ત્યહાં દ્વારપાળે તેઓ કોણ છે વગેરે ત્હેમને પૂછ્યું, પછી અંદર જઈ રાજકન્યાને ખબર

આપી કે સૂર્યકાન્ત રાજા, ત્હેમનું માગું કરવા આવ્યા છે. તેથી ત્હેણે પોતાના અનુચર વગેરેને મોકલ્યા અને. રાજાને ક્રીડાભવનમાં લઈ જવાનું કહ્યું: તે ક્રીડાભવન ધોળા આરસપ્હાણનું હતું. ત્હેની આસપાસ નિર્મળ પાણીનાં સુન્દર સરોવરો, ઉદ્યાન, વગેરે હતાં. વિવિધ પ્રકારનાં પુષ્પની સુગન્ધ સર્વત્ર ફેલાઇ રહી હતી અને વૃક્ષની ડાળીઓમાંથી પક્ષીઓ મધુર સ્વરે ગાન ગાતાં હતાં. આખો દિવસ રશકોશ તથા સૂર્યકાન્ત ત્યહાં રહ્યા. સૂર્યકાન્ત તો તે રાજકન્યાની છબી શિવાય બીજું કાંઇ જ જોતો ન્હોતો અને ત્હેના વિચાર શિવાય બીજા વિચાર પણ કરતો ન્હોતો.

સૂર્યાસ્ત સમયે સૂર્યકાન્ત રાજા તથા રશકોશ રાજકન્યાના પ્રાસાદમાં ગયા અને દર્શનગૃહમાં પ્રવેશ કર્યો. તે ગૃહની જમીનમાં ભૂરારંગના સ્ફટિક જડેલા હતા ત્હેમાં તેઓના પગનાં પ્રતિબિમ્બ પડતાં હતાં ભીંત્યોમાં પણ રત્નો જડેલાં હતાં ત્હેમાંથી દીવાનો

પ્રકાશ અસંખ્ય દીવાઓ જેટલો થઈને પ્રકાશતો હતો. અનંગરાગા રાજકન્યા સમુદ્ર જેવા ઘેરા લીલા રંગની સાડી તથા પરવાળાં જડિત કંચુકી પ્હેરીને સોનાના સિંહાસન ઉપર બેઠી હતી. તે સમુદ્રમાંથી તરતની જ નીકળેલી લક્ષ્મી જેવી જણાતી હતી. મધમાખીની હાર્યના જેવાં ત્હેનાં નયનો લાંબા આકારનાં હતાં. ત્હેની પાંપણો કાજળથી કાળી દેખાતી હતી. ત્હેના હોઠ જાણે કે તાજા સિંદૂર જેવા લાલ હતા. ત્હેના ઉત્તુંગ વક્ષઃ સ્થળ ઉપરથી ચંદનની સુગન્ધ આવતી હતી. ત્હેની ક્ષીણ કટિની આસપાસ સુવર્ણની મેખલા હતી. હાથમાં સુવર્ણનાં કંકણ અને પગે સુવર્ણનાં નૂપુર હતાં, અને ત્હેના ન્હાના પગનાં તળિયાં ઉપર મેંદી લગાડેલી હતી. ત્હેના કાળા કેશમાં લીલમના નંગની જીભવાળા, તથા માણેકની આંખ્યોવાળા સર્પના આકારનો સુવર્ણનો મુકુટ હતો. ત્હેણે પોતાના સૌન્દર્યની પૂર્ણ પ્રભા બતાવી રાજા તરફ અવજ્ઞાની દૃષ્ટિથી

જોયું અને પછી મ્હોં ફેરવીને બોલી "ત્હમારે જે પ્રશ્ન પૂછવો હોય તે પૂછો" પણ રાજા તો તે રાજકન્યાના મોહથી સ્તબ્ધ કરી નાંખનારા સૌન્દર્ય-રૂપીં વજ્રથી આઘાત પામી ત્હેની સામેના આસન ઉપર મૂક થઈને પડ્યો અને એક સર્પથી અંજાઈ જઈ પક્ષી ત્હેની તરફ જ જોયા કરે છે, તેમ તે રાજકન્યા તરફ જોવા લાગ્યો. તેથી રસકોશ આગળ આવી સાષ્ટાંગ પ્રણામ કરીને બોલ્યો "હે રાજકન્યા, આ નમ્રસેવકને રાજાની વતી બોલવાનું છે. આપની તે માટે રજા છે?" પછી રાજકન્યા બોલી "હા" એટલે રશકોશ ઊભો થયો અને બોલ્યો.

"હે ભગવતી, કોઇએક સમયે, કોઇએક દેશમાં એક ચાર્વાક વસતો હતો. અને ત્હેનાં લગ્ન થવાનાં હતાં લગ્નની સર્વ તૈયારીઓ ચાલી રહી હતી ત્હેવામાં તે ચાર્વાકનો એક મિત્ર આવી ત્હેને કહેવા લાગ્યો. 'હે મિત્ર! ત્હારૂં લગ્ન નિર્વિઘ્ને પાર પડે માટે ગણેશની આરાધના કર્ય.' આ સાંભળી ચા-

ર્વાક ધિક્કારથી હસ્યો અને બોલ્યો 'મ્હારા ભલા મિત્ર, તું તો મૂર્ખ છે. લુચ્ચા અને મૂર્ખ માણુ-સોએ પોતાના નિર્વાહને માટે વેદો, તથા યજ્ઞાદિ કાર્યો શોધી કાઢ્યાં છે. તે શું હું નથી જાણતો ? દેવલોકોની સર્વ વાતો તે ગાંડા માણસોનાં સ્વપ્નાં, અથવા તો લુચ્ચાનાં નિર્વાહનાં સાધન છે. અને વળી ગણેશનો પણ શો ઉપયોગ છે ? વળી હાથીના માથાવાળું તે માણુસ હોતું હશે ! જય અથવા પરાજય સાથે તેને શો સંબંધ છે !

જે માણુસ જ્ઞાનથી સર્વ ગોઠવણો કરી ડહાપણુ ભરેલી રીત્યે કામ કરે છે, ત્હેને હમેશાં જય મળે છે જ. માટે હું કાંઈ ત્હારા ગણેશની આરાધના નથી કરવાનો મ્હને જય મળવો ન મળવો મ્હારા હાથમાં જ છે.'

આમ તે બોલ્યો પણુ ગજાનને ત્હેની સર્વ વાત સાંભળી અને ધીમે ધીમે પોતાની સૂંઢય હલાવતા હલાવતા તે હસ્યા. ચાર્વાકે બધી તૈયારીઓ કરવી

ચાલુ રાખી, પણ બધું તૈયાર થયું, લગ્નનો શુભ દિવસ નક્કી થયો એટલે લગ્નને દિવસે સ્હવારે ગણપતિએ સ્વચ્છંદી રીત્યે રસ્તામાં ફરનારી એક ગાયને કહ્યું, હે ગાય, તું જઈ ચાર્વાકના બારણા આગળના પગથિયા આગળ ત્હારૂં પવિત્ર છાણ નાખી આવ્ય.' તે ગાયે તેમ કર્યું. ચાર્વાક પોતાના બારણામાંથી નીકળતો હતો, તેટલામાં તેનો પગ છાણમાં પડ્યો અને તે લપશી પડ્યો, અને પડી જવાથી ત્હેનો એક પગ ભાગી ગયો પછી ત્હેને બધાં અંદર લઈ ગયાં, અને ત્હેના પગને ઔષધોપચાર કર્યાં, પણ તે સાજો થયો તે પ્હેલાં તો ત્હેની સાથે લગ્ન કરનાર કુમારિકા મૃત્યુ પામી.

પછી ત્હેનો મિત્ર ત્હેની કને આવ્યો અને બોલ્યો. 'જોયું' ગણપતિની આરાધના ન કર્યાનું પરિણામ ? પણ ચાર્વાક બોલ્યો ? 'અરે જા જા તું તો એવકુફ છે. કોઈ એક રખડતી રઝળતી ગાય આવીને મ્હારા બારણા આગળ જ છાણ કરશે એવું કોણે

જાણ્યું હતું ! એને અને ગણુપતિને શો સંબંધ છે ? શું કાંઇ ગણુપતિ બધી ગાયોએ ક્યહાં ક્યહારે છાણ કરવું ત્હેનો નિયંતા છે ? વાહ ! વાહ ! એમ કહીં પોતાના મિત્રને કહાડી મૂક્યો અને પોતાનો પગ સાજો થયો એટલે પોતાને માટે બીજી કન્યા શોધી કહાડી. અને ફરી લગ્નની તૈયારીઓ કરી. આ વખત તેણે, પોતે જાય તે રસ્તો આગળ ચાલી સાફ કરવા માટે ઝાડુ વાળનારાની ટોળીને પૈસા આપી તૈયાર રાખી—

લગ્નનો દિવસ આવ્યો તે દિવસે ગણુપતિએ એક કાગડાને બોલાવીને કહ્યું 'હે વાયસ, એક ચાર્વાકનું આજે લગ્ન થવાનું છે. પેલા રસ્તા ઉપર એક કમાન છે. તે કમાન નીચેથી એ ચાર્વાક જશે તે કમાન ઉપર મ્હારી પથ્થરની એક જૂની મૂર્તિ છે, તે વરસાદ તથા તાપથી પડુ પડુ થઈ રહી છે. પેલો ચાર્વાક તે કમાનની નીચેથી જાય તે જ ક્ષણે તું તે મૂર્તિ ઉપર જઈને બેસજે એટલે તે પડી

જશે.' અને તે વાયસે ગણુપતિના કહેવા પ્રમાણે કર્યું. તે કમાન નીચેથી જતા ચાર્વાક ઉપર પડી અને તેથી તે ચાર્વાકનો હાથ ભાગ્યો ત્હેને બધા અંદર લઈ ગયા અને હાથને દવાદારૂ કર્યાં. પણ તે સાજો થયો તે પ્હેલાં તો ત્હેની સાથે લગ્ન કરનાર કન્યા મૃત્યુ પામી.

પછી તે ચાર્વાકનેઃ મિત્ર પાછો ત્હેની કને આવ્યો અને કહેવા લાગ્યો જો મ્હેં શું કહ્યું હતું? ત્હારૂં ડહાપણુ ક્યાં ગયું? ત્હારા લગ્નમાં વિઘ્ન કોણુ નાંખે છે? તે હવે તો જણાયું કે નહિં?' પણ ચાર્વાક ઘણોજ ક્રોધે ભરાયો અને બોલ્યો 'બસ કર્ય ત્હારો લવારો બંધ કર્ય. હું ગણુપતિની વિરુદ્ધ થઈ ને પણુ લગ્ન તો કરવાનો જ. પણુ જે ગામમાં ગાયો રસ્તામાં ગંદકી કરે, અને જે ગામમાં બધાં મકાનો પડુ પડુ થઈ રહેલાં હોય ત્હેવા કંગાલ ગામમાં શા સારા બનાવની આશા રખાય. હવે ત્હેવા અકસ્માત્ ન થાય ત્હેવી હું યોજના

કરીશ.' પછી જ્યહારે તે સાંજે થયો ત્યહારે ત્હેણે બીજી કન્યા શોધી કહાડી. અને લગ્નની તૈયારી કરી, આ વખતે કન્યાને ત્યહાં પોતે ગામના કોટની બહારથી લાંબે રસ્તે જવાનું નક્કી કર્યું. પણ લગ્નના દિવસની રહવારે ગણપતિ ઇન્દ્ર કને ગયા અને બોલ્યા 'હે વજ્રધર! આજે એક ચાર્વાકનું લગ્ન થવાનું છે. પણ લગ્ન કરવા જવાને માટે ત્હેણે રસ્તામાં નદી ઓળંગવી પડશે તે નદી હાલ સુકાઈ ગયેલી છે. આજને દિવસ ત્હારા મેઘથી ભરેલાં વાદળાં મ્હને આપ્ય, કારણ તે શ્રદ્ધાહીન ચાર્વાકને મ્હારે સાન આણવી છે' પછી ઇંન્દ્રે વાદળાં મોકલ્યાં અને ડુંગરોમાં પુષ્કળ વરસાદ વરસાવ્યો, તે ચાર્વાક તે નદી ઓળંગતો હતો તેટલામાં તે નદીમાં એક દમ પૂર આવ્યું અને તે પૂરમાં તે ચાર્વાક તણાઈ ગયો અને મૃત્યુ પામ્યો આ જોઈ ગણપતિ હસ્યા પણ તરત જ તે પુષ્કળ રોયા, હે ભગવતી? ગણેશ હસ્યા શા માટે અને તરતજ રોયા શા માટે તે મ્હને

કહેશો ? આમ કહી રસકોશ ચુપ રહ્યો પછી તે રાજકુંવરીએ કહ્યું, "પેલા મૂર્ખ માણુસની મૂર્ખાઈ, અંન્ધતા અને ગર્વમય તિરસ્કાર બુદ્ધિ જોઈ ગણેશ હસ્યાં પણ તરત જ ત્હેમને ત્હેને થયેલી સજા જોઈ, તથા ત્હેની પેઠે ગર્વ કરનારાઓને પોતાનાં કૃત્યથી બીજા ભવમાં થનારી સજાઓનો વિચાર આવવાથી તે રોયા."

આટલું કહી તે રાજકુંવરી ઊઠી અને રાજા તરફ જવાની નિશાની કરવાનો હાથ હલાવી, ત્હેના સ્હામું જોયા વગર ચાલી ગઈ. રાજાનું ચિત્ત તો તે રાજકુંવરીમાં જ રહ્યું પણ રાજા અને રસકોશ પોતાના ખંડમાં પાછા આવ્યા.

## બીજો દિવસ.

### બ્રાહ્મણ અને ત્હેની ગાયો.

રાજાએ રશકોશને કહ્યું "મ્હારા મિત્ર, રાજ-

કુંવરીએ ત્હારા પ્રશ્નનો ઉત્તર દીધોછે. અને એક દહાડો મ્હારો ગયોછે. પણ ત્હેણે જતી વખત હાથ હલાવ્યો હતો તે જોવાનું મળ્યું તે ખાતર હું ત્હને માફ કરૂંછું. ફુલોથી નમી ગયેલી વેલીની ડાળી જેમ પવનથી હાલે છે ત્હેના જેવો એ હસ્ત દેખાતો હતો એ તો સારૂં છે કે મ્હારી કને તે કુંવરીની છબી છે, નહિં તો કાલ સુધી વાટચ જોવી મ્હને અસહ્ય લાગત." રાત્રિએ આખી રાત તે રાજકુંવરીના સૌન્દર્યના વિચારમાં જ ત્હેની છબી સ્હામે જોતો જોતો તે રાજા બેસી રહ્યો, અને કહેવા લાગ્યો "ખરેખર આ ચિતારાની કળા અનુપમ છે. આ કાંઇ છબી નથી પણ દર્પણ જ છે. તે કુમારિકાના હોઠ ઉપર જે ભાવના છાયા હતી, તેજ આમાં પણ છે" આમ વિચાર કરતે કરતે સ્હવાર થયું. અને રાજા ઊઠયો અને સંધ્યાકાળની વાટચ જોતાં ત્હેણે રશકોશની સાથે ઉદ્યાનમાં આખો દિવસ ગાળ્યો. સૂર્યાસ્ત સમયે પાછા એ

બે જણા રાજકુંવરીના દર્શનગૃહમાં ગયા. ત્‍હાં તે રાજકન્યા લાલરંગની સાડી, લીલા રંગની મોતી જડિત કંચુકી, મુકુટ, અને બીજા સર્વ અલંકારો પહેરીને પોતાના સિંહાસન ઉપર બેઠી હતી. તે કુંવરીએ રાજા રહામું જોયું કે રાજાને કંપ થયો; અને વાચ્યાહીન તથા સ્તબ્ધ થઈને પાસેના આસન ઉપર તે કુંવરીનું સૌન્દર્ય જોતો બેશી રહ્યો. પછી રસકોશ આગળ આવ્યો અને બોલ્યો.

" હે ભગવતી ! કોઇએક સમયે ધર્માસન નામના એક રાજાના દેશમાં એક વૃદ્ધ બ્રાહ્મણ રહેતો હતો ત્‍હેને ત્રણ પુત્ર હતા તે વૃદ્ધ માણુસની પુંજીમાં ફક્ત ઓગણીસ ગાયો શિવાય બીજું કાંઇ જ ન્હોતું. પોતાની મરણ વેળા પાસે આવી એટલે ત્‍હેણે પોતાના ત્રણે પુત્રોને પોતાની પાસે બોલાવ્યા અને કહ્યું "મ્હારા પુત્રો, હું હવે મરણ પથારીએ છું, તેથી હું કહું તે લક્ષ આપીને સાંભળો. મ્હારી પાસે ત્‍હમને આપવાને આ ગાયો શિવાય બીજું

કાંઇ જ નથી. આ ગાયો છે તે ત્હમે ત્રણે જણા
વ્હેંચી લેજો. જયેષ્ઠ પુત્રને એકંદર સંખ્યાનો અડધો
ભાગ આપજો બીજાને એક ચતુર્થાંશ આપજો અને
કનિષ્ઠ પુત્રને એક પંચમાંશ આપજો. અને આખરે
કાંઇ બાકી રહે તો ત્હમારે ત્રણે જણાએ તે ખાઈ
જવું. નહિં તો બધી ગાયો રાજાને આપી દેજો
પણ તેમ કર્યાથી મ્હારી અન્તકાળની આજ્ઞાનું ઉલ્લં-
ઘન કર્યા માટે ત્હમારા ઉપર મ્હારો શાપ રહેશે.'
આટલું બોલી તે મૃત્યુ પામ્યો. ત્હેના પુત્રાએ રીતસર
ત્હેને અગ્નિસંસ્કાર વગેરે કર્યાં. પછી તેઓ મિલ્કતની
વહેંચણી કરવા ભેગા થયા, સૌથી જયેષ્ઠ બન્ધુ બોલ્યો
'આમાંથી અડધો ભાગ મ્હારો છે. એટલે સાડા
નવ ગાયો મ્હારી છે. બીજાએ કહ્યું 'અને એક
ચતુર્થાંશ મ્હારો છે એટલે પૂણાપાંચ ગાયો મ્હારી
છે' વળી કનિષ્ઠ બન્ધુએ કહ્યું "એક પંચમાંશ
મ્હારો છે. એટલે ત્રણ પૂર્ણાંક ચાર પંચમાંશ ગાયો
મ્હારી છે." પછી જયેષ્ઠ બન્ધુએ કહ્યું 'પણ એ

બધાનો સરવાળો કરીયે છીયે તો અઢાર ગાયો અને કાંઇક અપૂર્ણાંક થાય છે. તેથી ઓગણીસમી ગાયનો થોડોક ભાગ જ બાકી રહેશે અને તેથી આપણે તે ખાવો પડશે પણ બ્રાહ્મણના પુત્રથી કદીપણ ગાયનું માંસ કેમ ખવાય? અથવા તો ગાયોના ભાગ કરીને પણ શી રીત્યે વ્હેંચાય! ત્યારે કરવું શું! કારણ જો બરોબર ભાગ નહિં પાડીયે તો બધી ગાયો રાજાને આપવી પડશે અને આપણા પિતાનો શાપ આપણને લાગશે આપણા પિતાને આવી ગોઠવણ કરવાનું કારણ શું હશે!' આમ વિચાર કરતે કરતે દિવસ વીતી ગયો, રાત્રિ પડી પણ તેઓ કાંઇ જ નિર્ણય ઉપર ન આવી સક્યા.

"હે ભગવતી! પિતાની આજ્ઞા પળાય, ત્રણે પુત્રોને સંતોષ થાય, અને રાજાને પણ સંતોષ થાય, એમ શી રીત્યે આ મિલ્કતની વ્હેંચણી કરવી, તે મ્હને કહેશો?" એમ બોલી રસકોશ ચૂપ રહ્યો રાજકન્યાએ વિચારમાં ડોકું નીચું નમાવ્યું અને એક

ક્ષણુ વિચાર કરવા લાગી. આ જોઈ રાજા તો ગાંડા જેવો થઈ ગયો. થોડીવાર પછી રાજકન્યા બોલી! "એ ભાઇઓએ એક વધારાની ગાય ઉછીની લેવી. એટલે વીસ ગાયો થશે. ત્હેમાંથી અડધો ભાગ એટલે દસ ગાયો મ્હોટા પુત્રે લેવી. એક ચતુર્થાંશ એટલે પાંચ ગાયો વચલાએ લેવી અને એક પંચમાંશ એટલે ચાર ગાયો ન્હાનાએ લેવી. પછી ઉછીની લીધેલી ગાય પાછી આપી દેવી એટલે ઓગણીસ ગાયોની વ્હેંચણી શેષ રહ્યા વગર થશે, અને તે છોકરાઓના પિતાને પણ સંતોષ થશે, દરેકને પોતે ભાગ કર્યા હતા તેથી વધારે મળશે, અને રાજા પણ ખુશી થશે; કારણ રાજા ઘણો ન્યાયી છે, અને પોતાના રાજ્યમાં બ્રાહ્મણના પુત્ર ગાયનું માંસ ખાય અથવા તો પોતાના પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરે એવું જોઈ તે ભાગ્યે જ ખુશ થશે, એક તો શું પણ એક હજાર ગાયો ખોવાનું તે વધારે યોગ્ય ગણશે"—આટલું કહી તે રાજકન્યા ઊઠી અને

જતે જતે રાજા તરફ કટાક્ષ ફેંકી ચાલી ગઈ. અને રાજાનું હૃદયરાજકન્યાની સાથે ગયું પછી રાજા અને રસકોશ પોતાના ખંડમાં ગયા.

## ત્રીજો દિવસ.

### બાલ રાજા.

પછી રાજાએ રસકોશને કહ્યું "મ્હારા મિત્ર, રાજકુંવરીએ ત્હારા પ્રશ્નનો ઉત્તર દીધો છે અને મ્હારો બીજો દહાડો ગયો છે પણ જતે જતે મ્હારી સ્હામે ત્હેણે દૃષ્ટિ નાંખી છે તે ખાતર હું ત્હેને માફ કરૂં છું. અહા ! સૂકાઈ ગયેલી અને તરશી જમીન ઉપર વરસાદનાં ટીપાં જેમ સુખરૂપ થાય છે, તેમ પ્રેમરૂપી અગ્નિથી બળતા મ્હારા હૃદયને ત્હેણે મ્હારી તરફ જોયું ત્યહારે ઠંડક વળી હતી. આ છબી જો મ્હારી પાસે ન હોત તો કાલ્ય સહવાર સુધી જીવવું અશક્ય થઈ પડત." તે આખી રાત રાજાએ

દિલગિરી અને વિચારમાં અને રાજકુંવરીની છબી તરફ જોવામાં જ કાઢી. સ્હવાર થયું એટલે તે ઊઠયો અને આખો દિવસ રસકોશ સાથે ઉદ્યાનમાં રહી, ફરી મળવાના સમયની ઉત્કંઠામાં ગાળ્યો. સૂર્યાસ્ત સમયે તે બે જણા રાજકુંવરીના દર્શનગૃહમાં ગયા. ત્ય્હાં તે રાજકુંવરી પીળા રંગની સાડી, હીરા જડિત કંચુકી, મુકુટ તથા બીજા સર્વ અલંકારો પહેરીને સિંહાસન ઉપર બેઠી હતી. તે રાજા સ્હામે જોઈ રહી હતી, પણ રાજા તો તેના સૌન્દર્યથી ચકિત થઈ જઈ સ્હામેના આસન ઉપર જઈને બેઠો. પછી રસકોશ આગળ આવીને બોલ્યો.

હે ભગવતી ! પૂર્વે સમયે કોઇએક રાજા તાવથી મૃત્યુ પામ્યો, ત્હેનો વારસ ઘણો ન્હાનો હતો ત્હેને બોલતાં કે ચાલતાં આવડતું ન્હોતું મૃત રાજાનો એક ભાઈ હતો ત્હેની મરજી પોતે રાજ્ય લઈ લેવાની હતી. તેથી ત્હેણે પેલા બાળ વારસને મારી નાખવાનું ધાર્યું, અને વિચાર્યું કે તે તો બાળક છે

એટલે ત્હેને હજાર રીત્યે મારી નાંખવાનું બની સકશે.

આવા ઉદ્દેશથી એક દહાડો રાતે તે બાળકના અનુચરોને ત્હેણે પુષ્કળ લાંચ આપી અને તે બાળકને ત્હેનાં ખંડમાં એકલું મૂકી બ્હાર જવાનું કહ્યું. પછી ત્હેણે એક મારાને બોલાવ્યો અને મ્હેલમાં સંતાડી રાખ્યો અને ત્હેને સમઝણ પાડી કે 'અમુક વખતે તું રાજાના ખંડમાં જજે ત્ય્હાં તે એકલા હશે ત્હેમને તું મારી નાંખજે.' આ જે મારો હતો તે દક્ષિણ-માંનો રજપૂત હતો. અને શહેરમાં થોડા દિવસથી જ આવ્યો હતો તેથી રાજા કોણ છે ત્હેની ત્હેને ખબર ન્હોતી, ત્હેના મનમાં કે રાજા કોઇ મ્હોટી ઉમરનો હશે ત્હેને કહ્યું તે વખતે તે રાજાના ખંડમાં ગયો પણ ત્ય્હાં તો પેલા બાળકને એક ફળ લઈ રમતું જોયું ત્હેના હાથમાંથી ફળ ગબડીને તે મારાના પગ આગળ ગયું એટલે લાંબો હાથ કરી તે બાળકે ભો. ભો કરી બૂમ પાડી, તેથી પેલા મારાએ તે ફળ બાળકની તરફ ગબડાવ્યું. આથી તે બાળકને

આનંદ થયો, અને હશીને ત્હેણે તાળીઓ પાડી. આમ બે જણા રમવામાં મગ્ન થઈ ગયા. તેટલામાં બાળકના રક્ષકો આવી પહોંચ્યા અને મારાને દીઠો ત્હેમણે ત્હેને તું કોણ છે ? શા માટે આવ્યો છે ? વગેરે પૂછ્યું. ત્હેણે કહ્યું. "મ્હારા શેઠે મ્હને રાજાને સંદેશો કહેવા મોકલ્યો છે" આ સાંભળી તેઓ હશ્યા અને બોલ્યા "રાજા તો મરણ પામ્યા છે. હવે તો પેલું બાળક છે તે રાજા છે" આથી તે ઘણો આશ્ચર્ય પામ્યો અને કહેવા લાગ્યો "ત્યારે તો મ્હારે જઈને મ્હારા શેઠને આ વર્તમાન કહેવા જોઈયે. કારણ બોલી ન સકતા હોય ત્હેવાને હું શો સંદેશો કહું." તે લોકે ત્હેને જવા દીધો. તે બ્હાર ગયો અને પોતાની જીંદગી જોખમમાં આવ્યાનું લાગ્યાથી તે શહેર છોડી જતો રહ્યો.

મૃતરાજાના ભાઈને પોતાનું કાવતરૂં નિષ્ફળ ગયાની ખબર પડી તેથી ત્હેણે બીજી યુક્તિ કરી. ત્હેણે એક લુંટારાઓની ટોળીને પૈસા આપવાનું

ઠરાવી અમુક જગ્યાએ ઊભા રાખ્યા, અને બાલરાજા મંદિરે જાય તે વખતે ત્હેમને લૂંટીને મારી નાંખવાનું કહ્યું. અને બાળક રાજાને તો જરૂર મારી નાંખવાની આજ્ઞા કરી. પણ આ ટોળી બાળરાજાની વાટચ જોતી સંતાઈ બેઠી હતી, તે દરમ્યાન બીજા લૂંટારાઓએ રાજાનાં વસ્ત્રાલંકારોનો ભપકો જોઈ તેમના ઉપર ધાડ પાડી અને રાજાના બધા અનુચરોને મારી નાંખ્યા પણ એક જણ નાસી છૂટ્યો બાળરાજાના શરીર ઉપરથી લૂંટારાઓએ અલંકારો કહાડી લીધા અને તે બાળક હોઈ કોઇને કહી નહિં સકે એમ કહી ત્હેને છોડી દીધો. પછી પેલા ન્હાસી ગયેલા અનુચરે તે બાળરાજાને રસ્તામાંથી ઉપાડી લીધો અને એક વસ્ત્રમાં વીંટી લઈ ગયો. રસ્તામાં પેલા મૃતરાજાના ભાઈએ રાખેલી લુટારાઓની ટોળીની નજર આગળથી આ બે જણા ગયા પણ તે કોઈ ભિખારી હશે એમ ધારી તેઓએ ત્હેની તરફ લક્ષ દીધું નહિં આમ તે બાળરાજા

બીજી વખત બચ્યા. પછી મૃતરાજાના ભાઈએ બાળરાજાના રસોઈયાને લાંચ આપી ત્હેની પાસે દૂધમાં ઘણું જ જલદ વિષ નખાવ્યું. અને તે દૂધ એક સ્ફાટિકના પ્યાલામાં તે બાળરાજાને પીવાને અપાવ્યું. તે બાળક તે પીવા જતું હતું તેટલામાં ત્હેના રક્ષકે અકસ્માત્ છીંક ખાધી. આથી તે પ્યાલો બાળરાજાના હાથમાંથી પડી ગયો, દૂધ ઢોળાઈ ગયું, અને પ્યાલો ફૂટી ગયો. તે બાળક તો નિર્દોષ આનંદથી તાળીયો પાડવા લાગ્યું. આમ ત્રીજીવાર તે બાળરાજા બચ્યો. અને ફરી બીજું કાવતરૂં રચે તે પહેલાં તો મૃત-રાજાના ભાઈને એક ક્ષત્રિની સ્ત્રીની આબરૂ લીધા માટે તે સ્ત્રીના ભરથારે મારી નાંખ્યો. "હે ભગવવતી! તે રાજા બાળક હોવા છતાં ત્હેની સ્હામેનાં બધાં કાવતરાં કેમ નિષ્ફળ ગયાં તે મ્હને કહેશો? આમ કહી રસકોશ ચૂપ રહ્યો પછી તે રાજકન્યા બોલી. "મૃતરાજાના ભાઈનાં બધાં કાવતરાં નિષ્ફળ ગયાં તેનું કારણ એ જ કે આ રાજા બાળક હતો. લોકં-

ડના શળિયા વાળી ઓરડીમાં ઘણી સંભાળથી રાખેલા એક જવાહીર કરતાં ખુલ્લા મેદાનમાં જમીન ઉપર પડેલો એક પથરો વધારે સહી સલામત રહી સકે છે. કારણ ત્હેનામાં લલચાવનારી આકર્ષકતા નથી હોતી. ઘણી જ બળવાન રીત્યે સંભાળ રખાયલી સબળ વસ્તુ કરતાં બીલકુલ સંભાળ ન રખાયલી નિર્બળ વસ્તુ વધારે સલામત રહે છે. વિષના અભાવ જેવો ઝેરનો ઉતાર એકપણ નથી, સૌન્દર્યના અભાવ જેવો સદ્‌ગુણ એક પણ નથી; દુશ્મનોના અભાવ જેવો બીજો કિલ્લો નથી; અને બાલકની નિર્બળતા અને નિર્દોષતા જેવું રક્ષક બીજું કોઇ નથી. જુઓને નાજુક કમળને કંઇ દુશ્મનો હોય છે ?"

આટલું કહી તે રાજકન્યા ઊઠી અને જતે જતે પાછા ફરી રાજા સ્હામું જોયું અને રાજાના મનના આનંદનો પાર રહ્યો નહિં પછી રાજા અને રસકોશ પોતાના ખંડમાં ગયા.

# ચોથો દિવસ.

## બિમ્બ અને પ્રતિબિમ્બ.

પછી રાજાએ રસકોશને કહ્યું " હે મિત્ર, ફરીથી રાજકન્યાએ ત્હારા સવાલનો ઉત્તર દીધો છે અને ત્રણ દિવસો મ્હારા ગયા છે. પણ તે રાજકન્યાએ જતે જતે મ્હારી તરફ કટાક્ષ ફેંકયો તે ખાતર હું ત્હને ખરા મનથી માફ કરૂં છું. ત્હેના કટાક્ષે મ્હને જાણે કે પાશમાં પકડી ન લીધો હોય તેમ લાગે છે. એ તો સારૂં છે કે વિયોગના સમયમાં મ્હને જીવતો રાખવાને ત્હેની છબી મ્હારી પાસે છે. નહિં તો કોણ જાણે કાલ સુધીમાં શું એ થાત." પછી તે રાત્રિએ આખી રાત ત્હેણે તે રાજકન્યાના પ્રેમ-મયચિત્તે વિચાર કર્યા અને ત્હેની છબી સ્હામે જોયા કર્યું. સૂર્યોદય થયો એટલે ઊઠયો અને રસકોશ સાથે આખો દિવસ ઉદ્યાનમાં ગાળ્યો. સૂર્યાસ્ત સમયે તેઓ પાછા રાજકન્યાના દર્શનગૃહમાં ગયા ત્હાં

તે રાજકન્યા શ્યામરંગી સાડી, નીલમણી જડીત કંચુકી, મુકુટ તથા બીજા સર્વ અલંકારો પ્હેરી સિંહાસન ઉપર બેઠી હતી. ત્હેણે રાજા તરફ માયા ભરેલી દૃષ્ટિથી જોયું અને રાજા સ્હામેના આસન ઉપર તે રાજકન્યાના સૌન્દર્યથી મન્ત્ર મગ્ધ થઈ ધ્રૂજતો, ધ્રૂજતો બેઠો, પછી રસકોશ આગળ આવ્યો અને બોલ્યો “હે ભગવતી ! કોઈ એક સમયે કોઇ એક દેશમાં બિમ્બ અને પ્રતિબિમ્બ નામના બે જોડિયા ભાઈ રહેતા હતા. તેઓ જ્ઞાતિએ બ્રાહ્મણ હતા. મ્હને લાગે છે કે વિધાતાએ એકને બનાવીને પછી પાણીની અંદર જઈ બીજાને બનાવ્યો હશે. કારણ તળાવમાં પડતા પ્રતિબિમ્બ અને ખરા ચંદ્ર વચ્ચેનાં સરખાપણા તથા ઝાડના એકપર્ણ અને બીજા પર્ણ વચ્ચેના સરખાપણા કરતાં પણ આ બે ભાઇઓનું એક બીજા સાથેનું સરખાપણું ઘણું જ તદ્રૂપ હતું. તેઓ ન્હાના બાળકો હતા ત્યારે નિશાની દાખલ બેના ગળામાં જુદી જુદી જાત્યનાં માદળિયાં બાંધ્યાં

હતાં. તેઓ મ્હોટા થયા ત્ય્હારે પણ તે મળતાપણું તો કાયમ જ રહ્યું અને કોઇપણ ત્હેમને જોતું ત્ય્હારે ત્હેને લાગતું કે જોનારની આંખોથી એક જં જણની બે આકૃતિઓ દેખાતી હશે. તે બે બન્ધુઓના રૂપ વચ્ચે જેવું સરખાપણું હતું ત્હેવું જ ત્હેમના અવાજ આચાર વિચાર અને હૃદયની લાગણિયોમાં પણ હતું, બ્હારની ચામડીથી તે હૃદયના ઊંડામાં ઊંડા પ્રદેશ સુધી બંને જણા મળતા આવતા હતા.

એક સમયે એવું બન્યું કે બિમ્બે વસન્તોત્સવને દિવસે એક યુવતીને જોઈ. તે યુવતીએ પણ તે જ વખતે બિમ્બ તરફ જોયું. ત્ય્હારથી જ કામદેવે બંનેના કટાક્ષને અસ્ત્રરૂપે યોજીને બંનેના હૃદયમાં પ્રવેશ કર્યો. તે યુવતીનું નામ, ઠામ તથા કુટુમ્બ વગેરેની માહિતી મેળવ્યા પછી બિમ્બ અઠવાડિયામાં ત્રણ દિવસ ત્હેને ત્ય્હાં જવા લાગ્યો પણ પોતાની પ્રિયાના અનુપમ સૌન્દર્યથી ઉપજેલા હર્ષમાં, અને પોતાના સુખની તલ્લીનતામાં પોતાના મનમાં વાત

રાખી સકયો નહિં, અને પોતાનું સુભાગ્ય ગુપ્ત રખાયું નહિં; તેથી હેણે પોતાના ભાઈને બધી વાત કરી. અને અનુકૂળ સમય જોઇ પોતાની પ્રિયા પોતાના ભાઈને બતાવી. તે કન્યાને આ શું કરે છે હેની કાંઇ જ ખબર ન્હોતી. પણ પ્રતિબિમ્બ બિમ્બનો જોડિયો જ ભાઈ હોવાથી હેના મનમાં પણ તે કન્યાને માટે પ્રેમ ઉત્પન્ન થયો. પ્રેમ આગળ સદ્‌વૃત્તિ ક્યહારે રહે છે? અને તેથી હેણે પણ અઠવાડિયાના બીજા ત્રણ દિવસોએ તે કન્યાને ત્યહાં જવાનું શુરૂ કર્યું તે કન્યાના મનમાં તો એમ જ હતું કે બિમ્બ જ હેને ત્યહાં હવે અઠવાડિયાના બધા દિવસો આવે છે. અને તેથી તે વધારે આનંદ પામવા લાગી.

થોડોક સમય વિત્યા પછી, બિમ્બથી પોતાની પ્રિયાથી છૂટા રહેવાનું ન ખમી સકાવાથી હેણે અઠવાડિયાના બીજા દિવસોએ પણ હેની પાસે જવાનું ધાર્યું. ત્યહાં જઇને જુવે છે તો પ્રતિબિમ્બ

ત્હેના મ્હેલમાં આવી ત્મ્હાં શય્યા ઉપર સૂતો હતો, અને તે કન્યકા ત્હેને પંખો નાંખતી હતી. બિમ્બને આવતો જોઈ તે કન્યાએ આશ્ચર્ય અને ભયથી ચીસ પાડી. ત્હેથી પ્રતિબિમ્બ ઊઠ્યો. તે કન્યા ઘડીમાં બિમ્બ સ્હામું જુવે અને ઘડીમાં પ્રતિબિમ્બ સ્હામું જુવે. તે દરમ્યાન બે ભાઈયો ક્રોધ અને ઈર્ષ્યાથી એક બીજા ઉપર ધશી આવ્યા, અને મારામારી ચાલી, તેટલામાં તે કન્યાની બૂમો સાંભળી રાજાના અમલદારો આવી પહોંચ્યા અને ત્રણે જણાંને ન્યાયાધીશ પાસે લઈ ગયા. પછી બિમ્બ બોલ્યો આ મ્હારો ભાઈ છે અને ત્હેણે મ્હારી પ્રિયા મ્હારી પાસેથી લઈ લીધીછે' પણ પ્રતિબિમ્બ કહે નાઃ તે કન્યા તો મ્હારીછે. અને તું ચોર છે.' પછી બિમ્બે બૂમ પાડી કહ્યું 'હે દુષ્ટ, હું મ્હેલો ત્હેને ત્મ્હાં ગયો હતો' એટલે પ્રતિબિમ્બે પણ તે જ શબ્દો કહ્યા. તેથી ન્યાયાધીશે તે કન્યાને પૂછ્યું કે આ બેમાંનો કોણ ત્હારો પ્રણયી છે?" પણ ત્હેણે ઉત્તર

ઉત્તર દીધો કે ભગવાન્ ! આ બેમાંથી કોણ કિયો છે તે હું કહી શકતી નથી. આજ સુધી મ્હને તો ખબર જ ન્હોતી કે એ બે જણા તે જુદી જુદી વ્યક્તિ છે."

"હે ભગવતિ ! ન્યાયાધીશે શી રીત્યે આ બાબતમાં નિર્ણય કરવો તે મ્હને કહેશો ? " આટલું બોલી રસકોશ ચૂપ રહ્યો. તે રાજકન્યા બોલી "ત્રણે જણાને છુટક છુટક લઈ જઈ તે કન્યાને તેમજ તે બે ભાઇઓને શી રીત્યે અને ક્ય્હાં મળ્યાં હતાં ત્હેનું વિગતવાર વર્ણન કરવાનું કહેવું. જો કે બેમાંનો એક જે ધૂતારો હશે ત્હેણે સાંભળ્યું તો હશે કે મેળાપનો પ્રસંગ વસન્તોત્સવ હતો, પણ જે નયનોથી તે કુમારિકાનાં પ્હેલાં દર્શન થયાં હશે તથા જે હૃદયમાં પ્રેમરૂપી અગ્નિ પ્હેલો પ્રગટ્યો હશે તે ફક્ત સાંભળેલી વાતથી દોરાતા પુરૂષને પકડી આપશે. "

આટલું કહી તે રાજકન્યા ઊઠી અને રાજા સ્હામી સ્મિત ભરેલી દૃષ્ટિથી જોઈ ચાલી ગઈ. અને રાજા અને રસકોશ પોતાના ખંડમાં ગયા.

# પાંચમો દિવસ.

## સૂવર્ણશીલા.

પછી રાજાએ રસકોશને કહ્યું "હે મિત્ર, મ્હારી પ્રિયાએ ત્હારા પ્રશ્નનો ઉત્તર દીધોછે. અને મ્હારા ચાર દિવસ ગયાછે. પણ ત્હેણે જતે જતે મ્હારી સ્હામે સ્મિત ભરેલી દૃષ્ટિએ જોયું હતું ત્હેની ખાતર હું ત્હને માફ કરૂંછું. અહા ! ઘોર અંધકારવાળા વનમાં ચંદ્રના અજવાળાથી જેમ પ્રકાશ વ્યાપી રહેછે, ત્હેમ ત્હેના સ્મિતથી મ્હારા હૃદયનો સર્વ અન્ધકાર દૂર થઈ ગયો હતો; પણ ત્હેના જવા પછી પાછો સર્વત્ર અન્ધકાર થઈ ગયોછે, સુભાગ્યે મ્હારી પાસે ત્હેની છબીછે. નહિં તો સ્હવાર સૂધીમાં તો હું મૃત થાત." તે રાત્રિ ત્હેણે આખી રાત અધીરા થઈ તે રાજકન્યાની છબી સ્હામું જોઈને ગાળી. સૂર્યોદય થતાં તે ઊઠ્યો અને આખો દિવસ ત્હેણે રસકોશની સાથે ઉદ્યાનમાં ગાળ્યો. સૂર્યાસ્ત સમયે

તે બે જણા રાજકન્યાના દર્શનગૃહમાં ગયા. ત્ય્હાં તે રાજકન્યા આછાલાલરંગની સાડી, લીલમ જડિત કંચુકી, મુકુટ અને બીજા સર્વ અલંકારો પ્હેરી સિંહાસન ઉપર બેઠી હતી રાજાને જોઈને ત્હેણે તરત પોતાની આંખ્યો ઢાળી દીધી. રાજા તો ત્હેના સૌન્દર્યથી મન્ત્ર મુગ્ધ થઈને સ્હામેના આશન ઉપર મૌનયુકત અને ધડકતે હૃદયે બેઠો. પછી રસકોશ આગળ આવીને બોલ્યો.

“ હે ભગવતિ ! પૂર્વે કોઇ એક સમયે, એક રાજાએ પોતાની પાસેના રાજ્યના રાજા સ્હામે ચઢાઈ કરી મહા યુદ્ધ કર્યું. ત્હેના સૈન્યમાં એક ક્ષત્રી સૈનિક હતો, તે આખો દિવસ લઢ્યો. અને એકલાએ ઘણા જણને મારી નાંખ્યા. પણ આખરે તે થાકી મૂર્છા ખાઈ જમીન ઉપર પડ્યો. આ જોઈ દુશ્મનોએ ત્હેને ઘણા ઘા કર્યા અને મરી ગયેલો ધારી રણક્ષેત્રપર પડતો મૂકી ચાલ્યા ગયા, પણ ચંદ્રોદય થતાં તે ક્ષત્રીને ભાન આવવા માંડયું. અને મહા મહેનતે

તે પાસેના એક ગામડામાં ગયો, પણ પાછો મૂર્છા ખાઈ એક ઘરના બારણા આગળ પડ્યો. પડતાં પડતાં ત્હેણે તે બારણું ખૂબજોરથી ઠોકયું. જે ઘરનું બારણું પેલા ક્ષત્રીએ ઠોકયું હતું, તે ઘરમાં એક બ્રાહ્મણ સ્ત્રી રહેતી હતી. ત્હેનો ભરથાર ગામમાં ન્હોતો. તે સ્ત્રી જૂઈની કળી જેવી સુન્દર અને બરફ જેવી નિર્મળ હતી. ત્હેનું નામ સૂવર્ણશીલા હતું. ભર રાત્રીએ બારણું ઠોકયાનો અવાજ સાંભળી, ભય પામી ત્હેણે બારી ઉઘાડી જોયું તો પોતાના બારણા પાસે જ બહાર એક પુરૂષને જમીન ઉપર સ્થિર પડેલો ચન્દ્રના અજવાળાથી જોયો પણ ત્હેને એમ લાગ્યું કે તે કાંઇ કપટ હશે. મ્હારા પાડોશીઓ મ્હારા સૌન્દર્યનાં વખાણ કરેછે, અને સૌન્દર્યથી કોણ મોહ ન પામે? સૌન્દર્યવાન્ મનુષ્ય અને મોતી ત્હેના રક્ષક વગર શી રીતે સલામત રહી સકે? તોપણ ફરી ત્હેણે બારીમાંથી બહાર જોયું તો તે પુરૂષના શરીર ઉપરથી કાંઇક ઘેરા રંગનું વ્હેતું લાગ્યું.

આ જોઈ ત્હેને દયા આવી અને ત્હેને લાગ્યું કે તે માણુસ ઘવાયલોછે અને મરી જશે, અને ત્હેને બહાર રાખી મરી જવા દેવો તે વધારે પાપકારક કહેવાશે. એમ વિચાર કરી ત્હેણે પોતાની પરિચારિકાને બોલાવી, તે ઘવાયલા માણુસને અંદર આણ્યો અને ત્હેના ઘાને મલમપટા કર્યા અને તે સાજો થયો ત્યહાં સૂધી ત્હેને પોતાના ઘરમાં રાખ્યો. પેલો ક્ષત્રી તે બ્રાહ્મણીનું સૌન્દર્ય જોઈ રોજ મનમાં બળ્યા કરતો હતો. અને આખર ત્હેણે તે સ્ત્રીને લગ્ન કરવાનું પૂછ્યું પણ તે સ્ત્રીએ પોતાના કાન બંધ કરી દઈ કહ્યું ' મ્હેં ત્હારી સેવાચાકરી કરી ત્હેનો બદલો શું તું અકૃતજ્ઞતા અને વિશ્વાસઘાતથી વાળવાનું ધારે છે ! ત્હને શું ખબર નથી કે સદ્‌ગુણી સ્ત્રીને મન ત્હેનો પતિ તે દેવની બરોબર છે ! માટે તું અહિંથી ચાલ્યો જા. ' પેલા ક્ષત્રીએ કહ્યું. " ત્હારો પતિ દેવ નહિં પણ તું જ દેવી છે. ત્હારૂં સૌન્દર્ય જોઈ સાધુનું મન પણ ચળે. ત્હેં મને નવું જીવન આપ્યું છે ખરૂં,

પણ તે પાછું ત્હેં લઈ લીધું છે. એમ હું માનુંછું. પણ હવે મ્હારે જલદી જતા રહેવું જોઈયે નહિં તો મ્હને કામ વશ કરી લેશે, કારણ કૃતજ્ઞતા કરતાં પ્રેમ વધારે બળવાન હોયછે.' એમ કહી તે નિ-રાશ થઈ ચાલ્યો ગયો. પણ તે સ્ત્રીનો પતિ બહાર ગામથી આવ્યો ત્હારે સૂવર્ણશીલાના સૌન્દર્યની અદેખાઈ કરતી એક હજામની બાયડીએ ત્હેને કહ્યું. 'ધનવાન્ લોકોને શેની ખોટ્ય હોય, ભાઈ? તું બહારગામ હતો ત્હેવામાં કોઇ બીજો પુરૂષ ત્હારા ઘરમાં રહેતો હતો! આ સાંભળી ત્હેને ઇર્ષ્યા આવી તે ઘેર ગયો. અને પોતાની સ્ત્રીને બોલાવીને સર્વ વાત પૂછી. તે બોલી 'હા વાત ખરી છે, પણ ત્હમે જરા સાંભળશો?' એમ કહી ત્હેણે અથથી તે ઇતિ સુધી બધી વાત કહી. પણ ત્હેના પતિયે તે માની નહિં. પછી ત્હેની સ્ત્રીએ અગ્નિ ઉપર હાથ લંબાવી કહ્યું. 'સ્વપ્નામાં પણ મ્હેં મ્હારા મનમાં અપવિત્ર વિચાર આણ્યા હોય તો અગ્નિદેવને પૂછો.'

જોતજોતામાં અગ્નિનો મોટો ભડકો થયો, એક ભડકો છાપરાને જઈને અડકયો, અને એક ત્હેના હૃદયને જઈને અડકયો, પણ ત્હેનો પતિ ઇર્ષ્યા અને ક્રોધના આવેશમાં હોવાથી ત્હેણે વાત સાચી માની નહિં, અને બોલ્યો આમાં કાંઇ છેતરપંડી છે' ત્હેણે પોતાની તરવાર લીધી. અને પોતાની સ્ત્રીને કહ્યું.' ચાલ્ય મ્હારી પછવાડે પછવાડે આવ્ય' તે બોલી 'જેવી મ્હારા નાથની આજ્ઞા' પછી તે ત્હેને વનમાં લઈ ગયો. ત્ય્હાં ત્હેને એક વૃક્ષ સાથે બાંધી ત્હેના હાથ, પગ, નાક કાપી નાંખ્યાં અને ત્હેને ત્ય્હાં મૂકી પોતે ચાલ્યો ગયો.

થોડા સમય પછી રક્તના વહેવાથી ટાઢયથી તથા દરદથી તે સ્ત્રી મરણ પામી. પેલા ક્ષત્રીને આની ખબર પડી. અને ક્રોધ અને નિરાશાયુક્ત થઈ તે તે બ્રાહ્મણ કને ગયો. અને કહ્યું 'અરે મૂર્ખ? ત્હેં એક પતિવ્રતા સ્ત્રીનું ખૂન કર્યું છે ત્હેની ત્હને કાંઇ ખબર છે? ત્હને મરણ કરતાં જીવન જ વધારે શા-

સનકારક છે. તેથી જ હું ત્હને નથી મારી નાંખતો નહિં તો હું અહીંનો અહીં ત્હને પૂરો કરી દેત. જા હવે તું વારસ વગર મૃત્યુ પામીશ. પેલા બ્રાહ્મણને પોતાની ભૂલ્ય, મૂર્ખાઈ અને પેલી હજામની સ્ત્રીની દુષ્ટતા જણાયાં અને તે ઘણો જ દિલગીર થયો. ત્હેણે સંસાર વ્યવહાર સર્વ ત્યાગ કરી દીધો, અને સંન્યાસ લઈ ગંગા નદીને તીરે જઈને વસ્યો. પણ પેલા ક્ષત્રીએ તો પોતાની તરવાર વડે આત્મઘાત કર્યો. "હે ભગવતિ! નિર્દોષ મનુષ્ય ઉપર કર્મ આવી સખત વિપત્તિયો શા સારૂ આણે છે તે મને કહેશો?" એમ કહી રસકોશ ચૂપ રહ્યો. તે રાજકન્યા બોલી "મોક્ષને લાયક હોય છે ત્હેમને જ મોક્ષ મળે છે. અગ્નિ વગર સુવર્ણની પરીક્ષા થતી નથી. સુવર્ણશીલાની કસોટી લેવાઈ અને ત્હેમાં ત્હેનું સતીત્વ સાબીત થયું. ત્હેને મોક્ષ મળ્યા વગર રહેવાનો જ નથી. આપણા નજીવા કૃત્યોનાં પરિણામ મૃત્યુ કરતાં પણ વધારે બળવાન્ હોય છે."

એટલામાં એકાએક આકાશ વાણી થઈ કે "હે પ્રિય બાલિકા! તું કહે છે તે સર્વસ્વ સત્ય જ છે." પછી તે રાજકન્યા ઊઠી અને રાજા તરફ ઝળઝળીમાં ભરી દૃષ્ટિથી જોઈ ચાલી ગઈ અને રાજાનું હૃદય ત્હેની જોડે ગયું; અને રાજા અને રસકોશ પોતાના ખંડમાં ગયા.

## છઠ્ઠો દિવસ.

### ત્રણ રાણીઓ.

પછી રાજાએ રસકોશને કહ્યું "મ્હારા મિત્ર તે રાજકન્યાએ ત્હારા પ્રશ્નનો ઉત્તર દીધોછે. અને મ્હારા પાંચ દિવસ જતા રહ્યા છે. તો પણ ત્હેની આંખમાં જે અશ્રુબિંદુ ભરાઈ આવ્યું હતું, તે ખાતર હું ત્હને માફ કરૂંછું. ખીલેલા નીલકમળની પુષ્પની અંદર ઝાકળનું બિન્દુ જેવું દેખાયછે, ત્હેવું તે અશ્રુબિન્દુ દેખાતું હતું. નિશ્ચય મ્હારી પાસે તે કુમારીકાની છબી ના હોત તો રહવાર સુધીમાં

મ્હારૂં જીવન જાત. તે રાત્રિ ત્હેણે પ્રિયાની છબી તરફ જોયાકરી બેભાન અવસ્થામાં ગાળી. સૂર્યોદય થતાં તે ઊઠયો અને આખો દિવસ ત્હેણે જેમ તેમ કરી રસકોશ સાથે ઉદ્યાનમાં ગાળ્યો.

સૂર્યાસ્ત સમયે તેઓ રાજકન્યાના દર્શનગૃહમાં ગયા. ત્ય્હાં તે રાજકન્યા રુધિર જેવા રાતારંગની સાડી, લસણિયા રત્નજડીત કંચુકી, મુકુટ અને બીજા સર્વ અલંકારો પ્હેરી પોતાના સિંહાસન ઉપર બેઠી હતી. રાજા જ્ય્હારે અંદર દાખલ થયો તે વખતે તે રાજકન્યા ત્હેની વાટય જોતી હતી. રાજા હેના સૌન્દર્યથી મન્ત્રમુગ્ધ થઈ મૂક રહી સ્હામેના આસન ઉપર બેઠો. પછી રસકોશ આગળ આવ્યો અને બોલ્યો. " હે ભગવતિ ! કોઇ એક સમયે એક રાજા હતો, ત્હેને ત્રણ રાણીઓ હતી. તે ત્રણે રાણીઓ એવી તો અવર્ણ્ય રૂપવતી હતી કે શુકલપક્ષમાં તે ચારમાંથી ખરેખરો ચન્દ્ર કિયો તે નિર્ણય કરવો કઠણ પડતો. હુનાળાની એક રાત્રિએ રાજા પોતાની રાણીઓ

સાથે પોતાના પ્રાસાદની અગાશીમાં સૂતો હતો. બધી રાણીયોના સૂઈ જવા પછી રાજા ઊઠયો અને ચન્દ્રના અજવાળામાં પોતાની ત્રણ રાણીઓમાંથી સૌથી સૌન્દર્યવતી કોણ જણાતી હતી, તે જોવા લાગ્યો અને કહેવા લાગ્યો 'ખરે સ્ત્રીઓનું સૌન્દર્ય વિવિધરૂપનું હોય છે. પણ મ્હારી આ ત્રણ રાણી-ઓમાંથી સૌથી સૌન્દર્યવતી કોણ છે તે હું સમજી સકતો નથી.' એમ કહી પ્હેલીથી તે ત્રીજી સુધી બધીને બરોબર ધ્યાનપૂર્વક જોવા ગયો. એક રાણી ચતી સૂતી હતી. ચંદ્રનું અજવાળું ત્હેના મુખ ઉપર પડતું હતું. એક હાથ માથા ઉપર હતો. વક્ષઃસ્થળ ઉપરથી સાડી કોઇ કોઇવાર વાયુની લહરીથી ઊડતી હતી અને ત્હેની સુન્દરતા બતાવતી હતી. બીજી રાણી સુતી હતી ત્હેના ઉપર લાકડાની જાળીનો પડછાયો પડતો હતો. તેથી પ્રકાશ અને અંધકારના પટા ત્હેની ઉપર પડેલા જણાઈ તે જાણે કે અબનુસ અને હાથીદાંતની બનેલી ના હોય ત્હેમ જણાતું

હતું. ત્રીજી તદ્દન કાંઈક વસ્તુના પડછાયામાં જ સૂતી હતી તેથી ત્હેના ન્હાના કાન ઉપર જ ફક્ત ચન્દ્રના અજવાળાની રેખા પડતી હતી. આખી રાત્ય રાજાએ ત્રણે રાણીયોને જોયા કરી પણ પ્રભાત થતા સૂધી તે નિર્ણય કરી શકયો નહિં.

રોજના સમયે જ્યહારે રાજા પોતાના રાજ્યાસન ઉપર બેસવા જતો હતો ત્યહારે ત્હેના પ્રધાન મન્ત્રી નયનેતાએ કહ્યું 'હે નૃપતિ આપની આંખ્યો આજે નિદ્રાના અભાવે લાલ દેખાય છે, ત્હેનું શું કારણ?' રાજા બોલ્યો નયનેતા! કાલ રાત્રે મ્હને એકદમ વિચાર આવ્યો કે મ્હારી ત્રણ રાણીઓમાંથી સૌથી રૂપવતી કોણ ત્હેનો નિર્ણય કરવો. એ વિચારને લીધે હું ઊંઘી સકયો નહિં. તેમજ હજી સુધી હું તે બાબતનો નિર્ણય કરી સકયો નથી.'

પછી નયનેતાએ કહ્યું 'હે રાજા આપની બધી રાણીઓ એવી સૌન્દર્યવાળી છે કે ત્રણેમાંથી કોઇ એક બીજાથી ચઢતી કે ઉતરતી નથી અને કોઇને

ઇર્ષ્યાનું કારણ નથી. તો આપ તે વાત ધ્યાનમાં આણી સંતોષ કેમ નથી માનતા ? નજીવા વિચારોથી મનની શાન્તિનો નાશ થાયછે.' પણ રાજાએ કહ્યું 'ગમે તે થાય પણ મ્હારે આ બાબતનો નિર્ણય કરવોછે.'

રાજાનો દૃઢ નિશ્ચય જોઈ નયનેતા બોલ્યો 'હે નૃપતિ મન્ત્રીઓની સ્થિતિ ઘોડેસ્વાર જેવી હોય છે. ઘોડાને તાબામાં ન રાખી સકાય તો પણ ત્હેને તેઓને સંભાળથી ચલાવવો પડે છે, નહિં તો બંને જણાને પસ્તાવાનું થાયછે. આપે આપની રાણી-ઓના સૌન્દર્ય બાબત નિર્ણય કરવાનું ધાર્યું જ છે તો હું કહું તે સાંભળો. આપના નગરમાં હાલ કાન્તિગૃહ નામનો એક વિષયી બ્રાહ્મણ આવ્યોછે. ત્હેના જેવો સ્ત્રીયોના સૌન્દર્યની પરીક્ષા કરનારો ત્રણે ભુવનમાં બીજો કોઇ નથી. ત્હેને બોલાવો અને આપની રાણીઓ તેને જોવા દો પછી તે કહેશે; કારણ હંસ જેવું દૂધમાંથી પાણી જુદું, બીજું કોણ

કરી શકેછે? આથી રાજાએ કાન્તિગૃહને તેડાવ્યો, અને તેની આગળથી ત્રણે રાણીઓ એક પછી એક એમ ચાલી ગઇ. પ્હેલી રાણી તેની આગળથી ગઇ ત્ય્હારે, તે બ્રાહ્મણ જમીન ઉપર જાણે ચ્હોટી ગયો હોય તેમ સ્થિર જ ઉભો રહ્યો. બીજી રાણી ગઈ ત્ય્હારે તે જરાક હાલ્યો, અને ત્રીજી ગઇ ત્ય્હારે ત્હેના મુખનો રંગ બદલાઇ ગયો, બધી રાણીઓ ગઈ પછી, રાજાએ કાન્તિગૃહને કહ્યું 'હે બ્રાહ્મણ, હવે તું મ્હને કહે, કે ત્રણ રાણીઓમાંથી સૌથી સૌન્દર્યવતી કેઇ છે, કારણ તે બાબતનો તું સારો પરીક્ષક કહેવાય છે'. પણ કાન્તિગૃહે વિચાર કર્યો કે 'હું મ્હારો અભિપ્રાય આપું, અને વખતે ત્હેની માનીતી રાણીની વિરુદ્ધ તે અભિપ્રાય હોય તો રાજા નાખુશ થાય; વળી બીજી બે રાણીઓ તે જાણે તો મ્હને ઝેર અપાવે'. તેથી તેણે નમન કરીને કહ્યું 'મહારાજ! નિર્ણય કરવાને મ્હને કાલ સુધીની મુદત આપો.' તેથી રાજાએ ત્હેને જવાની

રજા આપી. કાન્તિગૃહે તેજ રાત્યે રાજનગર છોડી જવાનો ઘણી લાચારીથી ઠરાવ કર્યો, કારણ ત્રણ રાણીઓમાંની એકને જોઇ તે મોહિત થઇ ગયો હતો. પણ નયનેતા મ્હોં ઉપરના બાહ્ય ચિન્હોથી માણસના મનના વિચારો જાણી જતો હતો. તેથી તે બોલ્યો. 'મહારાજ આ બ્રાહ્મણ મુદત માગીને આજ રાત્રે રાજનગરમાંથી જતો રહેશે. કારણ તે ભય પામ્યોછે. પણ ત્હેનો અભિપ્રાય શી રીતે જાણવો ત્હેનો ઉપાય હું આપને બતાવું.' પછી રાજાએ પોતાના મંત્રીના કહેવા પ્રમાણે કર્યું. અને સૌથી સૌંન્દર્યવતી નિર્ણીત થયેલી રાણીને તે વધારે ચ્હાવા લાગ્યો. આથી બીજી બેને ત્હેની ઇર્ષ્યા આવી. અને ત્હેને વિષ આપી મારી નાંખી. તેથી રાજાએ તે બેને મારી નંખાવી. આખરે પરિણામ એ થયું કે રાજાએ ત્રણે રાણીઓને ગુમાવી.

"હે રાજકન્યા ! કાન્તિગૃહનો અભિપ્રાય જાણવાને રાજાએ શું કર્યું તે મ્હને કહેશો ?" એમ કહી

રસકોશ ચૂપ થયો. પછી રાજકન્યા બોલી "ત્હેને કશું પણ કરવાની જરૂર ન્હોતી. ત્રીજી રાણી સૌથી વધારે સૌન્દર્યવતી હતી. કારણ તે પ્હેલી રાણીનું સૌન્દર્ય જોઈ તે બ્રાહ્મણ ચકિત થયો. બીજીનું સૌન્દર્ય જોઈ ને આશ્ચર્ય પામ્યો. પણ ત્રીજીના સૌન્દર્યે તેના હૃદય ઉપર અસર કરી. તે છતાં નયનેતાને ખાત્રી કરવી હતી. તેથી કાન્તિગૃહનો સ્વભાવ તે જાણતો હતો તે ઉપરથી ત્હેણે, ત્હેને દરેક રાણી તરફથી મોકલાયલી હોય ત્હેવી પ્રેમપત્રિકાઓ મોકલવાનું કહ્યું અને અમુક વખતે મળવાનું લખાવ્યું. દરેક પત્રિકામાં મળવાનો વખત એક જ લખાવ્યો. એટલે એ તો પોતે એક જ તેથી જે રાણીને એ મળવા જાય તે રાણી સૌથી સૌન્દર્યવતી હેણે માની હોવાની, અને રાજાએ મૂકાવેલા ચોકીદારો હેને પકડી લેવાના". એમ કહી રાજા તરફ ગમગિની ભરેલી દૃષ્ટિ કરી રાજકન્યા ચાલી ગઈ, અને રાજાનું હૃદય ત્હેની સાથે ગયું; પણ રાજા અને રસકોશ પોતાના ખંડમાં ગયા.

# સાતમો દિવસ.

## દંભી સાધુ અને રાજકન્યા.

પછી રાજાએ રસકોશને કહ્યું "મ્હારા મિત્ર, રાજકન્યાએ આજ પણ તને હરાવ્યોછે, અને મ્હારા છ દિવસ ગયાછે, તથાપિ મ્હારી પ્રિયાને પોતાનું બુદ્ધિચાતુર્ય બતાવવાનો પ્રસંગ ત્હારી વાર્તાથી મળ્યો છે તે ખાતર હું ત્હને માફ કરૂછું. જાણે કે સ્ત્રીના રૂપમાં બૃહસ્પતિએ અવતાર લીધો હોય, તેમ જણાયછે. પણ જતી વખતે તેના નયનમાં દિલગીરી જોઈ મ્હારું હૃદય દુઃખથી વીંધાયું હતું. છબી છતાં પણ મ્હારાથી વિરહ કેમ ખમાશે તે સમઝાતું નથી." તે રાત્રિયે તે બધો વખત અસ્વસ્થ રહ્યો, અને ત્હેણે છબી તરફ જોયા કર્યું. સૂર્યોદય થતાં તે ઊઠયો, અને આખો દિવસ ત્હેણે રસકોશ સાથે ઉદ્યાનમાં ગાળ્યો. સૂર્યાસ્તસમયે તેઓ પાછા રાજકન્યાના દર્શનગૃહમાં ગયા. ત્હ્યાં તે

રાજકન્યા આસમાની રંગની સાડી તથા સ્ફટિક જડિત કંચુકી, મુકુટ તથા બીજા સર્વ અલંકારો પ્હેરી પોતાના સિંહાસન ઉપર બેઠી હતી. ત્હેણે રાજાને જોઇ નિઃશ્વાસ નાંખ્યો. પણ રાજા તો ત્હેના સૌન્દર્યથી મન્ત્ર મુગ્ધ બની મૌન ધારીને સ્હામેના આસન ઉપર બેઠો. પછી રસકોશ આગળ આવ્યો અને બોલ્યો.

“ હે ભગવતિ ! કોઇ એક સમયે એક ધુતારો હતો. ત્હેણે બીજા ધુતારાઓની સાથે જુગાર રમવામાં પોતાની સર્વ, પૂંજી ગુમાવી હતી. તેથી ધાર્મિક પુરૂષનો ઢોંગ કરી પોતાની ઉપજીવિકા, પેદા કરવાને ત્હેણે સાધુનો વેશ લીધો. શરીરે રાખ ચોળી, શણુના વાળની જટા માથે પ્હેરી, ભગવાં ધારણ કરી, ગળામાં-હાડકાંની માળા, તથા રુદ્રાક્ષની માળા પ્હેરી અહિં તહિં ભટકવા લાગ્યો, અને લોકો જોતા હોય તે વખતે સાધુતાનો ઢોંગ કરી ભીખ માગવા લાગ્યો. એક દિવસ તે રસ્તાની બાજુ

ઉપર બેઠો હતો. તેટલામાં તે રસ્તે થઇ રાજાની કુંવરી પોતાના હાથી ઉપર બેશીને જતી હતી. તેટલામાં પવનથી તેની અંબાડીનો પડદો ઉડયો, અને તે કુંવરી પેલા દંભી સાધુની નજરે પડી. તરત જ તે મોહિત થઇ ગયો, અને ત્હેને મેળવવાની ત્હેના હૃદયમાં તીવ્ર ઇચ્છા થઈ. તેથી તે કહેવા લાગ્યો 'ખરે આ કુંવરીની પ્રાપ્તિ તે જ મારા જીવનનું સાફલ્ય ગણાય, પણ તે શી રીતે બને !'

તે બાબત ઉપર ઘણો વિચાર કરી આખરે ત્હેણે એક યુક્તિ કરી. રાજાના પ્રાસાદની બ્હાર જ એક મ્હોટા ઝાડ ઉપર તે ઊંધે માથે લટકવા લાગ્યો. અને એ સ્થિતિમાં કલાકોના કલાકો રહી મંત્રો ઉચ્ચારતો હોય તેમ બડબડવા લાગ્યો. આમ તે રોજ કરવા લાગ્યો, તે સાંભળી લોકોનાં ટોળેટોળાં ત્હેને જોવાને આવવા મંડયાં. રાજાને જઇને કોઇએ ખબર આપી કે ત્હેના—આપના પ્રાસાદની પાસે જ એક મહાન્ યોગી આવ્યોછે, અને તે ઝાડ ઉપ-

રથી ઊંધે માથે લટકી તપ કર્યા કરેછે. આ સાંભળી રાજા ઘણો આનંદ પામ્યો, અને પોતાને ભાગ્યશાળી માની ત્હેને જોવા ગયો. તે યોગીએ રાજાને ઊંધે માથે લટકતી સ્થિતિમાં રહીને આશીર્વાદ દીધો. રાજાને ઘણો સંતોષ થયો, અને તે યોગીને ત્હેણે અન્ન વગેરે મોકલ્યું.

એક દિવસ તે રાજાની કુંવરી હાસમૂર્તિ પોતાના હાથી ઉપર બેશી જતી હતી તેટલામાં ત્હેણે પેલા યોગીને ઊંધે માથે લટકતો જોયો. તેથી ત્હેને હસવું આવ્યું તે પેલા યોગીએ સાંભળ્યું, તેથી ઝાડ ઉપરથી ઊતરી મહેલમાં પ્રવેશ મેળવી તે રાજા પાસે ગયો. અને કહેવા લાગ્યો, ' હે રાજા ત્હમારી કુંવરી મ્હારી સ્હામું જોઇ હસે છે. અને તેથી મ્હારી યોગ-સમાધિમાં વિઘ્ન પડેછે, પૂર્વ સમયમાં મહાન્ ઋષિઓ ત્હેમની યોગસમાધિમાં કોઇ વિઘ્ન કરતું ત્હેને સખત શાસન કરતા, પણ હું તો સહનશીલતાવાળો છું. તેથી ત્હમારી કુંવરીને કાંઇ સજા નથી કરતો.

પણ ત્હમારા રાજ્યમાં વીસ વર્ષ સુધી દુકાળ રહે એવો શાપ દેવાનો મારો વિચારછે ! રાજા તદ્દન ભલો માણસ હતો, તે આવાં વચનો સાંભળી, ઘણો ગભરાયો, અને તે યોગીના ઘણા કાલાવાલા કરવા લાગ્યો, તેથી તે યોગી જાણે શાન્ત થયો હોય ત્હેવો ડોળ કરી બોલ્યો, ' વારૂં, આ વખત ત્હમારા રાજ્ય ઉપર દયા કરી હું શાપ નથી દેતો, અને ક્ષમા કરૂંછું. પણ હવે ફરીથી તેમ ન થાય, તે સંભાળજો ! પછી તે પાછો તે વૃક્ષ ઉપર ગયો, અને રાજાએ પોતાની કુંવરીને ખાનગીમાં ઠપકો દીધો. પણ બીજે જ દિવસે તે રાજકન્યા તે વૃક્ષ પાસેથી જતી હતી ત્યહારે ત્હેણે તે યોગીને ઊંધે માથે લટકતો જોયો, અને ત્હેના સ્વભાવ પ્રમાણે ત્હેનાથી હશી જવાયું. પાછો તે યોગી રાજા પાસે ગયો અને ત્હેણે ફરિયાદ કરી, રાજાએ ઘણી માફી માગી અને ત્હેને શાન્ત પાડ્યો. તે યોગી પાછો તે વૃક્ષ આગળ જઇ ઊંધે માથે લટક્યો.

પછી બે દિવસ સુધી હાસમૂર્તિ, તે યોગીને કોપ થવાનો પ્રસંગ ટાળવાને માટે બીજે જ રસ્તે ફરવા ગઇ; પણ વળી પાછી ત્રીજે દિવસે તે ભૂલી ગઇ અને તે યોગી વાળા વૃક્ષ પાસેથી ગઇ તે વૃક્ષ આગળ આવતાં જ તે યોગીને જોઇને હાસમૂર્તિ ખડખડાટ હશી પડી, અને મહેલમાં ગઇ ત્ય્હાંસુધી હશ્યાજ કર્યું.

તેથી તે યોગી વૃક્ષ ઉપરથી નીચે આવ્યો, અને રાજા પાસે જઇ બોલ્યો. 'હે રાજા ત્હમારા રાજ્યની માઠી દશાછે. ત્હમારી કુંવરીને ભૂત વળગ્યુંછે. કારણ પ્હેલાં કરતાં આજે તો તે ઘણા જ જોરથી હશી અને મ્હારી સમાધિમાં ભંગ પડયો. તેથી હવે તો હું નક્કી શાપ દેવાનો.' રાજા ગભરાઇ ગયો અને બોલ્યો. 'હે પવિત્ર યોગી, તે શિવાય બીજો કાંઇ ઉપાય નથી ?.' તે યોગીએ કહ્યું 'શું–દરરોજ આમ મ્હારી સમાધિમાં ભંગ પાડવાનો ! હવે બીજો કશો ઉપાય નથી રહ્યો. ત્હમારી કુંવરી સુધરે તેમ નથી'.

પણ રાજાએ કહ્યું. 'મ્હારી કુંવરીને સુધારી શકાય તેવા કાંઇ મંત્ર ત્હમારી કને નથી ?' આ સાંભળી તે દંભી યોગી મનમાં ખુશ થયો, અને બોલ્યો. 'વારૂ–ત્હમારા ઉપર દયા આણીને તે હું અજમાવીશ. ત્હમારી કુંવરી ઉપર હું જંત્ર મંત્ર અજમાવીશ અને જો ત્હેને વળગેલું ભૂત જતું રહેશે તો ઠીક છે નહિં તો તો પછી શાપ શિવાય બીજો માર્ગ નથી જ.'

તેથી રાજા તે યોગીને પોતાની કુંવરીના ખંડમાં લઇ ગયો. અને કુંવરીને કહ્યું. 'મ્હારી પુત્રી, ત્હારા હસવાથી આ પવિત્ર યોગીની સમાધિમાં વિઘ્ન પડે છે, તેથી આપણા ઉપર દયા કરી તે ત્હને જે ભૂત વળગ્યું છે, તે કહાડી નાંખવાને આવ્યાછે, નહિં તો મ્હારા રાજ્યને તે શાપ દેવાના હતા." પછી તે યોગી બોલ્યો, હવે ત્હમે બધા અહિંથી ચાલ્યા જાઓ. કુંવરીને હું બે જ ફક્ત અહિં રહેવાં જોઇએ' પણ રાજાએ કહ્યું 'મહારાજ !, મ્હારી પુત્રીને હું

કોઇ પુરુષ સાથે એકલી રહેવા નહિં દેઉં'. પછી યોગી બોલ્યો 'ત્હમે લગારે ચિંતા કરશો નહિં. હું તો સાધુછું'.

પણ હાસમૂર્તિએ આ બધું સાંભળ્યું. અને તે વિચારવા લાગી કે 'મ્હારા પિતા તો ભોળાછે, અને આ સાધુ કહેવડાવતા માણસને કાંઇં દુષ્ટ કર્મ કરવાનો વિચાર લાગેછે. પણ ત્હેને પણ ખબર પડશે કે, હું ફક્ત હશી જાણુંછું એટલું જ નથી'. પછી ત્હેણે ત્હેના પિતાને કહ્યું 'પિતાજી, ત્હમે કાંઇં ચિંતા કરશો નહિં. આ પુરૂષ તો પવિત્ર માણસ છે ! પણ ખાનગી રીત્યે પાસેના ઓરડામાં પોતાની બધી દાસીઓને રહેવાનુ કહ્યું. રાજકુંરી અને પોતે એમ બે જણાં ખંડમાં રહ્યાં. એટલે તે દંભી યોગીની દુષ્ટ વૃત્તિ એકદમ હેવી જાગૃત થઈ આવી કે મન વશ રહ્યું નહિં. છતાં ત્હેણે ધ્રૂજતે હાથે એક ચક્ર દોર્યું. અને કુંવરીને ત્હેમાં ઊભી રાખી. થોડીવાર મંત્ર બબડ્યો, અને પછી કહ્યું 'બેટા ! આ વસ્ત્રાદિક ત્હારા શરિર-

ઉપર હશે તો મ્હારા મંત્રની કાંઇ અસર નહિં થાય, માટે હું કહું તેમ કરચ ' પણ હાસમૂર્તિએ કહ્યું 'મહારાજ! તેમ હું નહિં કરી શકું' પછી તે દુષ્ટ ચોગીએ કુંવરીને ઝાલી પણ એટલામાં જ તે કુંવરીએ તાળી પાડી એટલે પાસેના ખંડમાંથી ત્હેની દાસીઓ દોડી આવી અને તે દુષ્ટ ચોગીને પકડ્યો.

પછી હાસમૂર્તિએ ત્હેને કહ્યું. 'હવે જાઓ, મંત્ર યંત્ર બધું થઈ ગયું. ત્હમારે ફરિયાદ કરવી હોય તો મ્હારા પિતા—રાજા પાસે જઈ કરજો. ત્હમને પકડાવવાનાં સબળ કારણો મ્હારી પાસેછે. અને ત્હમારી વિરૂદ્ધ પુરાવો પણ છે.' તેથી દાસીઓએ ત્હેને જવા દીધો. જેવો ત્હેને છોડ્યો કે તરત જ તે હસવા મંડ્યો. અને રાજા પાસે જતા સૂધી તે હસવાનું ચાલૂ રાખ્યું, અને રાજાને કહ્યું. 'હે રાજા! મ્હને રોકશો નહિં. મ્હેં મંત્ર ભણ્યા ને કુંવરીમાંથી ભૂત કહાડ્યુંછે. અને જુવોને, તે હવે મ્હને વળગ્યું છે.' એમ કહી તે હસતો હસતો ચાલ્યો. પણ

મનમાં તો ઘણો નિરાશ થયો હતો.

"હે ભગવતિ ! તે યોગી હસ્યો શા માટે તે મ્હને કહેશો ?" એમ કહી રસકોશ ચૂપ રહ્યો. પછી રાજકન્યા થોડી વાર પછી બોલી. "પોતાના હૃદયના બાયલાપણાને લીધે દાસીઓના હાથમાંથી પોતાને જીવતો બચેલો જોઇને તે દંભી યોગી હસ્યો. કારણ પોતાને થયેલું અપમાન, તથા પોતાની દુષ્ટ કામના ફળીભૂત ના થઈ ત્હેના કરતાં પોતે મોતમાંથી બચી ગયો, તે ત્હેને વધારે ગમ્યું, કારણ બાયલા પુરૂષો હમેશાં મોતથી બહુ બ્હીએછે. પણ બહાદુર પુરૂષો તો પોતાના ધારેલા કામમાં નિષ્ફળ થવા કરતાં મોત વધારે પસંદ કરેછે." એટલું કહી તે રાજકન્યાએ રાજા તરફ મર્મભરી દૃષ્ટિ કરી અને તે ખંડમાંથી ચાલી ગઈ. અને રાજાનું હૃદય હેની સાથે ગયું. પણ રાજા અને રસકોશ પોતાના ખંડમાં ગયા.

# આઠમો દિવસ.

## યાત્રાળુ અને ગંગાનદી.

પછી રાજાએ રસકોશને કહ્યું “ મ્હારા મિત્ર, મ્હારી પ્રિયાએ ત્હારા સવાલનો જવાબ દીધોછે. અને મ્હારા સાત દિવસ ગયાછે. તોપણ ત્હેણે ત્હને જવાબ દેતા પ્હેલાં જે મુખાકૃતિ કરી હતી તે જોવાની મળી તે ખાતર તથા ત્હેનાં વચનો સાંભળવાનાં મળ્યાં તે ખાતર હું ત્હને માફ કરૂંછું. આહા ! ત્હેણે કેવી મુખાકૃતિ કરી હતી તળાવના શાન્ત પાણી ઉપર જેમ એક કુંડાળું દેખાયછે તેમ ત્હેની મુખાકૃતિ જણાતી હતી. તે મ્હને મ્હારા પ્રયત્નમાં ઉત્તેજન આપતી હોય એમ હેનાં વચનથી જણાયું. આહા ! તેતો જ્ઞાનનો ભંડાર છે, પણ તે જ જ્ઞાનને લીધે તે મળવી મુશ્કેલ છે. ત્હેની છબી છે પણ તે જોયા છતાં પણ રાત્રિ કહાડવી કઠીનછે.” તે રાત્રિયે તે આખી રાત્ય બેચેન રહ્યો. સૂર્યોદય

થતાં તે ઊઠ્યો. અને રસકોશ સાથે આખો દિવસ ઉદ્યાનમાં કાઢ્યો. સૂર્યાસ્ત સમયે તે બે જણા પાછા રાજકુંવરીના દર્શનગૃહમાં ગયા. ત્યહાં તે રાજકન્યા ભગવા રંગની સાડી તથા તે જ રંગની શોણુ રત્ન જડિત કંચુકી, મુકુટ, અને બીજા સર્વ અલંકારો પ્હેરી પોતાના સિંહાસન ઉપર બેઠી હતી. રાજાને આવતો જોઈ, તેની સ્હામું જોઈને ત્હેણે સ્મિત કર્યું. અને રાજા તો તે રાજકન્યાના સૌન્દર્યથી અંજાઇ જઈ સ્હામેના આસન ઉપર બેઠો. પછી રસકોશ આગળ આવ્યો અને બોલ્યો.

"ભગવતિ ! કોઇ એક દેશમાં પૂર્વ સમયે એક મૂર્ખ બ્રાહ્મણ રહેતો હતો. ત્હેણે ભૂલ્યમાં કાંઇ ઘોર પાપ કર્યું તેથી ત્હેના ધર્મગુરુએ, તે પાપ ધોવાઈ જાય અને પશ્ચાતાપ થઈ ત્હેની માફી મળે માટે તે બ્રાહ્મણને ગંગાને તીરે જઈને ત્હેનું બાકીનું જીવન ગાળવાનું કહ્યું. તેથી ત્હેણે પોતાની બધી પૂંજી પોતાના પુત્રને આપી અને પોતે એક વાસણ અને

એક લાકડી લઈ યાત્રાએ જવા નીકળ્યો. થોડાક દિવસ પછી તે એક ન્હાના સરખા વ્હેળા પાસે આવી પહોંચ્યો. હુનાળાના દિવસ હોવાને લીધે, તે વ્હેળાનું પાણી ઘણું જ ઓછું હતું. આ વ્હેળો જોઈ તે કહેવા લાગ્યો, 'ખચિત, આ જ પવિત્ર ગંગા નદી હોય એમ લાગેછે'! એમ કહી ત્હેને તીરે વાસ કર્યો. રોજ ત્હેના થોડા થોડા પાણીવડે સ્નાન કરવા લાગ્યો. એમ ત્ય્હાં તે પાંચ વર્ષ સૂધી રહ્યો.

તેટલામાં એક દિવસ તે રસ્તે થઈને પાશુપત પંથનો એક સાધુ જતો હતો. ત્હેણે પેલા બ્રાહ્મણને પૂછ્યું. 'બચ્ચા, અહિંયાં તું શું કરે છે?' તે બ્રાહ્મણે જવાબ દીધો 'પૂજ્ય મહાશય,! હું પાપ ધોવાઈ જાય માટે ગંગાનદીને તીરે તપ કરુંછું' આ સાંભળી તે સાધુ બોલ્યો 'ગંગાનદીને અને આ કંગાલ વ્હેળીઆને શો સંબંધછે?' પછી બ્રાહ્મણ બોલ્યો, 'ત્ય્હારે શું આ ગંગાનદી નથી?' આ સાંભળી તે સાધુ હસ્યો અને કહેવા લાગ્યો. 'હું

આટલો વૃદ્ધ થયો પણ આના જેવી મૂર્ખાઈ મ્હેં કદી સાંભળી નથી. અરે ભલા માણુસ, ત્હને કોણે છેતર્યો છે ! ગંગા નદી તો સેંકડો ગાઊ દૂરછે. કીડીઓના રાફડાની મેરુપર્વત જોડે સરખામણી થાય તો આ વ્હેળાની ગંગા નદી સાથે સરખામણી થાય'.

તેથી બ્રાહ્મણે કહ્યું—'પૂજય મહાશય ! ત્હમે મ્હારા ઉપર ઘણો ઉપકાર કર્યો છે.' એમ કહી પોતાનું વાસણ અને લાકડી લઈ ત્હેણે આગળ ચાલવા માં- ડ્યું. થોડા દિવસ પછી એક ન્હોળી નદી આવી આ જોઈ તે ખુશ થયો, અને કહેવા લાગ્યો, 'આતો ગંગા જ છે.' એમ કહી ત્હેને તીરે ત્હેણે વાસ કર્યો રોજ ત્હેના પાણીમાં તે સ્નાન કરવા લાગ્યો. એમ પાંચ વર્ષ તે ત્ય્હાં રહ્યો. તેટલામાં કાપાલિક પંથનો એક સાધુ ત્ય્હાં આવ્યો, અને ત્હેણે તેને પૂછ્યું, 'તું ગંગાનદીને તીરે જઈને રહેવાને બદલે આ નદીને તીરે તું શું કામ વખત ગુમાવેછે ?' બ્રાહ્મણ આ સાંભળી નવાઈ પામ્યો, અને કહેવા લાગ્યો,

"ત્હારે આ શું ગંગા નથી ?" તે સાંભળી સાધુએ કહ્યું,–'શિયાળ શું સિંહ થઇ સકે ? અથવા ચાંડાલ કદી બ્રાહ્મણ થઈ સકે ? મ્હારા મિત્ર, ત્હને તે સ્વપ્નું આવ્યું છે કે શું ?'

બ્રાહ્મણ દિલગીર થઈ બોલ્યો, 'મહાશય ! હું ત્હમારો ઘણો ઉપકાર માનુંછું. સારૂં થયું કે ત્હમે મ્હને મળ્યા; એમ કહી પોતાનું વાસણ તથા લાકડી લઈ લીધાં અને આગળ ચાલવા લાગ્યો. થોડા દિવસ પછી તે નર્મદા નદી આગળ આવી પહોંચ્યો. અને ખુશ થઈ કહેવા લાગ્યો, હાશ, આખરે હું પવિત્ર ગંગા નદીને તીરે આવી પહોંચ્યોછું'. તે પછી ત્હેના પાણીમાં રોજ સ્નાન કરવા લાગ્યો. એમ તે ત્હાં પાંચ વર્ષ રહ્યો. પણ એટલામાં એક દિવસ એક બીજા યાત્રાળુને, તે નદીમાં ફુલ નાંખી, ત્હેનું નામ બોલીને પૂજા કરતો જોયો, તેથી તે ત્હેની પાસે ગયો ને બોલ્યો, 'હે ભગવન્ ! આ નદીનું નામ શું છે ?' તે યાત્રાળુ કહેવા લાગ્યો, 'શું તું પવિત્ર નર્મદા

નદી, નથી જાણતો ?' આ સાંભળી તે બ્રાહ્મણે નિઃશ્વાસ મૂકયો; અને બોલ્યો, 'ભગવન્, આપનો હું આભારી થયોછું. ત્હમે મ્હને જ્ઞાન આપ્યુંછે'. એટલું કહી તે પોતાનું વાસણ તથા લાકડી લઈ આગળ ચાલવા લાગ્યો.

પણ તે હવે ઘણો વૃદ્ધ અને અશક્ત થઈ ગયો હતો. અને પંદર વર્ષના તપથી ત્હેનું શરીર ક્ષીણ થયું હતું. તોપણ ત્હેણે ચાલવા માંડયું. પણ જમીન સૂર્યના તાપથી ધગધગતી હતી, અને ઉપરથી ઇન્દ્રના વજ્રની પેઠે, સૂર્યનાં કિરણો ત્હેના માથા ઉપર પડતાં હતાં. આથી ત્હેને તાવ આવવા લાગ્યો. તોપણ હિંમત ધરીને ત્હેણે ચાલવાનું જારી રાખ્યું, આખરે અશક્તિને લીધે, તે જમીન ઉપર પડયો, પણ એકવાર છેલ્લો પ્રયત્ન કરી તે ઉઠયો, અને પાસે આવેલી એક ટેકરી ઉપર ગયો, અને ત્ય્હાંથી જુવે છે તો ગંગાનદી પૂર્ણ જોસમાં વ્હેતી ત્હેને જણાઈ. ત્હેને તીરે, અને ત્હેના પાણીમાં હજારો

યાત્રાળુઓ, તપ કરતા તથા ન્હાતા જણાયા. તે દુઃખી થઈને કહેવા લાગ્યો "હે ગંગા માતા! ધિક્, ધિક્, હું આટલાં વર્ષ ત્હમને સોધતો ફર્યો, પણ ત્હમે ન જડયાં અને હવે હું હમેશાં ત્હમારાં દર્શન કરતો મૃત્યુ પામુંછું. પણ ત્હમારે તીરે પ્હોંચવાને અસમર્થછું". એમ કહી તે શોકથી મૃત્યુ પામ્યો.

મૃત્યુલોકમાં તે ગયો ત્યહારે યમે ચિત્રગુપ્તને પૂછ્યું, 'આ બ્રાહ્મણની વિરુદ્ધ શું શું છે?' ચિત્રગુપ્તે કહ્યું 'ત્હેણે ઘોર પાપ કર્મ કર્યું હતું પણ ગંગા નદીને તીરે પંદર વર્ષ રહી ત્હેણે તપ કર્યું હતું તેથી તે હવે પાપમુક્ત થયોછે'. બ્રાહ્મણ આ સાંભળી આશ્ચર્ય પામ્યો. અને કહેવા લાગ્યો 'હે પ્રભુ! હું ગંગા નદીને તીરે પહોંચતા પહેલાં તો મૃત્યુ પામ્યો હતો!' પણ યમ હશ્યો.

"હે રાજકન્યા! યમ શું કરવા હશ્યો તે મ્હને કહેશો!" એટલું કહી રસકોશ ચૂપ રહ્યાં. પછી

રાજકન્યા બોલી. "યમ ન્યાયી છે, અને કદી ભૂલ્ય કરતો નથી, અને ચિત્રગુપ્ત કદી છેતરાતો નથી. કારણ આ સંસાર તે માયા નહિં તો બીજું શું છે? ગંગા નદીને તીરે રહીને ખરા મન વગર, કરેલા તપ કરતાં આ બ્રાહ્મણની પેઠે એક-ન્હેળીઆને તીરે રહીને પણ ખરી શ્રદ્ધાથી કરેલું તપ વધારે સફળ થાયછે. મનુષ્ય જાતિ બાહ્યરૂપ ઉપરથી ન્યાય કરેછે. પણ દેવલોકો અંતરનું સ્વરૂપ જોઈ ન્યાય કરેછે".

એમ કહી તે રાજકન્યા ઊઠી અને રાજા-સ્હામે જોઈને હશીને ચાલી ગઈ. પછી રાજા અને રસ-કોશ પોતાના ખંડમાં ગયા.

## નવમો દિવસ.

### અનુતપ્ત ભાર્યા.

પછી રાજાએ રસકોશને કહ્યું. " મ્હારા મિત્ર, પાછી રાજકન્યા વિજયી નિવડીછે, અને મ્હારા આઠ

દિવસ ગયાછે. પણ જતી વખતે તે મ્હારા સ્હામું જોઇને હશી ત્હેની ખાતર હું ત્હને માફ કરૂંછું. માનસરોવર ઉપર તરતી રાજહંસીની ધવલતા ઉપર સૂર્યનો પ્રકાશ જેમ ચળકેછે. તેમ ત્હેનું સ્મિત જણાતું હતું. અરે ! તે રાજકન્યાની છબી મારી પાસે છે તોપણ રાત્રિ કાઢવી કઠણ પડશે". તે રાત્રિયે આખી રાત્ય રાજા વિચારમાં ને વિચારમાં બેશી રહ્યો. સૂર્યોદય થતાં તે ઉઠ્યો, અને ત્હેણે રસકોશની સાથે આખો દિવસ ઉદ્યાનમાં ગાળ્યો. સૂર્યાસ્ત સમયે તેઓ, રાજકન્યાના દર્શનગૃહમાં ગયા. ત્યહાં તે રાજકન્યા જાંબુડા રંગની સાડી તથા ચકચકિત સોનાની કંચુકી અને મુકુટ તથા બીજા સર્વ અલંકારો પ્હેરીને પોતાના આસન ઉપર બેઠી હતી. ત્હેણે રાજા તરફ હર્ષ ભરેલી દૃષ્ટિ કરી પણ રાજા તો ત્હેના સૌન્દર્યથી ચકિત થઇ સ્હામેના આસન ઉપર જઇને પડ્યો. પછી રસકોશ આગળ આવ્યો અને બોલ્યો.

"હે ભગવતિ! કોઇ એક નગરીમાં એક શ્રીમંત વ્હેપારી હતો. ત્હેની પત્ની ઘણી, જ રૂપવતી હતી. તે ત્હેને ઘણો જ વ્હાલો હતો. પણ તે પતિવ્રતા સ્ત્રી નહોતી. અને પરપુરુષો તરફ વધારે ભાવ બતાવતી હતી. દાવાનળમાં એક ઘાસનું તણખલું જેમ અબલ હોય, તેમ તે સ્ત્રીના સદ્ગુણ લાલચો આગળ અશક્ત થઈ જતા હતા. ત્હેનો પતિ ત્હેના ઉપરના પ્રેમને લીધે ત્હેના સર્વ દોષની ક્ષમા આપતો. તોપણ તે ત્હેને વ્હાવાને બદલે ધિક્કારતી હતી.

એક દિવસ એ બારીમાંથી બ્હાર જોતી હતી. તેટલામાં એક સૌન્દર્યવાન્ રજપૂત યુવકને જતાં જોયો. કામાવેશથી દોરાઈ જઈ તરત તે ઘરમાંથી નીકળી. અને પેલા રજપૂતને ત્ય્હાં ગઈ. પોતાની પત્ની ગયાની ખબર પડયાથી પેલો વ્હેપારી ઘણો જ શોકાતુર થયો, પણ કોઇક દિવસ તે પાછી આવશે, એમ આશા રાખી જીવવા લાગ્યો. વિયોગના દુખથી જેને સંસાર દુઃખી લાગેછે, ત્હેને જીવાડનારું

તત્ર ફક્ત આશા, જ હોયછે. પોતાની પત્ની ગઈ તે દિવસથી પેલા વ્હેપારીને સર્વ વાત ઉપર અભાવ ઉત્પન્ન થયો, વ્હેપાર ઉપરથી પણ ચિત્ત ઊઠી ગયું અને તે દિવસે દિવસે ગરીબ થવા લાગ્યો. ત્હેના મિત્રો ત્હેની મશ્કરી કરવા લાગ્યા. તે સર્વ કામ છોડી દઇ પોતાના ઘરમાં એકલો બેશી, રાત્ય દિવસ પોતાની ગયેલી પત્નીના જ વિચાર કર્યા કરતો હતો. આમ ત્હેણે ત્રણ વર્ષ કાઢયાં. વિરહના દુ:ખને લીધે ત્હેને આ ત્રણ વર્ષના દરેક કલાકો એક એક કલ્પ જેટલા લાગતા હતા.

પેલી સ્ત્રી પેલા રજપૂતને ત્ય્હાં થોડા દિવસ રહી અને પછી ત્હેનાથી કંટાળવાથી ત્હેને છોડીને બીજાને ત્ય્હાં ગઈ અને ત્ય્હાંથી વળી ત્રીજાને ત્ય્હાં ગઈ. એમ એક ફૂલ ઉપરથી બીજા ફૂલ ઉપર અને ત્ય્હાંથી વળી ત્રીજા ઉપર જેમ ભમરી ઊડેછે. તેમ તે કરવા લાગી. એક વ્હેપારીના છોકરાને ત્ય્હાં તે રહેતી હતી. ત્હેવામાં એક રાત્રિયે તે છોકરો આ સ્ત્રીનું

સૌન્દર્ય જોઈ મોહિત થઈ ગયેલો હોવાથી ત્હેને પગે ચુંબન કરવા જતો હતો. પેલી સ્ત્રીને આની ખબર ન હોવાથી ત્હેણે પોતાનો પગ એકદમ ખસેડયો. તેથી પેલા વ્હેપારીના છોકરાના કાનમાંની વાળી ત્હેના પગમાં વાગી અને જખમ થયો. તે જખમ રૂઝાઇ ગયો પણ ત્હેની નિશાની કાયમની રહી ગઈ.

ત્રણ વર્ષ વીત્યા પછી એક દિવસે પેલો વ્હેપારી પોતાના મકાનમાં બેઠો હતો, અને પોતાની ચાલી ગયેલી પત્નીની છબી તરફ નિહાળ્યા કરતો હતો, તેટલામાં કોઇયે બારણું ઠોકયું. પેલા વ્હેપારીની સ્થિતિ ગરીબ થઈ ગયેલી હોવાથી ત્હેને ત્યહાં કોઇ નોકર હતો નહિં. તેથી તે પોતે ઊઠી બારણું ઉઘાડવા ગયો. બારણું ઉઘાડીને જુવેછે તો પોતાની પત્નીને જ દીઠી. તે વૃદ્ધ થઈ હતી, ત્હેનું સૌન્દર્ય પણ જતું રહ્યું હતું. મુસાફરીથી થાકી ગયેલી હતી. અને વસ્ત્ર પણ ચીંથરે હાલ હતાં. ત્હેણે પોતાના પતિ તરફ અશ્રુપૂર્ણ આંખ્યો સહિત જોયું.

અને ત્હેના મ્હોં ઉપર ભય અને શરમ જણાઈ આવતાં હતાં. તે ભૂખ તરશ અને થાકથી હેરાન થયેલી હોવાથી બારણાને અઢેંગીને ઉભી. ત્હેને જોઇને ત્હેના પતિનું હ્રદય સ્તબ્ધ થયું. રોમાઞ્ચ થયાં. અને સાનંદાશ્ચર્ય પામ્યો. ત્હેને તે ઉચકીને અંદર લઈ ગયો, અને જે શય્યા તજીને તે બેવફા થઇને ચાલી ગઈ હતી, તે શય્યા ઉપર સુવાડી આનંદના ઉલ્લાસથી લથડતે પગે જઇને અન્ન પાણી આણી આપ્યાં. ત્હેના ધૂળ્યવાળા પગ ધોઈ નાંખ્યા. અને પાછા આવવા માટે તે ત્હેને આશીર્વાદ દેવા લાગ્યો. અને ત્હેની ચિન્તા અને ભય દૂર કર્યાં, ત્હેના હ્રદયને પાછું જીવાડ્યું, અને જાણે કે તે સ્વપ્ને કાંઇ ગઈ જ નહોય. તેમ કશો પણ દોષ ના દેતાં ત્હેની સાથે તે વર્તવા લાગ્યો. ત્હેને શરીરે અને પગે હાથ ફેરવતો હતો, તેટલામાં પેલા ઘાની નિશાની ત્હેની નજરે પડી. તે જોઈ દયા આણીને તે બોલ્યો, ‘આહા ! બિચારો ઘવાયલો પગ—આખરે ત્હેને

વિશ્રાન્ત સ્થાન મળ્યુંછે. પણ પેલી સ્ત્રીએ પોતાના પતિ સ્હામું થોડી વાર સૂધી મૂગે મ્હોએ જોયું અને પછી એકદમ હશી—અને તરત જ ભગ્નહૃદય થઈ તે મૃત્યુ પામી. પોતાની પત્ની મરી ગયેલી જોઈ ત્હેના પગ પાસે પોતે પણ પડયો અને મૃત્યુ પામ્યો.

"હે રાજકન્યા, પેલી સ્ત્રી એકદમ શાથી ભગ્નહૃદય થઈ તે મ્હને કહેશો ?" એટલું કહી રસકોશ ચૂપ રહ્યો. પછી રાજકન્યા બોલી "તે સ્ત્રી શોકથી ભગ્નહૃદય થઈ. કારણ પોતાની આવી ખરાબ વર્તણુંક હોવા છતાં, પોતાના પતિને પોતાની સાથે, દયા અને માયાથી વર્તતો જોયો, અને પોતાને પગે જખમ થયાનો પ્રસંગ ત્હેને સાંભરી આવ્યો. અને એકાએક પશ્ચાતાપ થઈ આવ્યો. પણ તે પશ્ચાતાપનો ઓઘ હૃદયમાં ન માયો તેથી ભગ્ન થયું અને તે એકાએક મૃત્યુ પામી."

એટલું કહી રાજકન્યાએ રાજા તરફ શોકભરી દૃષ્ટિથી જોયું અને પછી ચાલી ગઈ. રાજા અને રસકોશ પોતાના ખંડમાં ગયા.

## દસમો દિવસ.

### મલ્લ અને ત્હેનું પાળેલું પ્રાણી.

પછી રાજાએ રસકોશને કહ્યું "મ્હારા મિત્ર, મ્હારા નવ દિવસ ગયાછે, અને તેથી હવે મને ભય લાગેછે. જો હું મ્હારી પ્રિયાને નહિં મેળવી શકું તો હું કદી તને ક્ષમા નહિં કરૂં. કારણ તે પ્હેલાં મ્હારી સ્હામું જોતી હતી, તેમ તે હવે નથી જોતી. પણ માયાળુ દૃષ્ટિથી જુવેછે. તેથી જણાયછે કે ત્હેને પણ ભય લાગવા માંડયોછે કે હવે વિરહનો વખત આવશે. માટે તું કાંઇ કઠિન પ્રશ્ન સોધી કાઢય અને હું ત્હેની છબી સ્હામું જોઇને રાત્રિ કાઢીશ. તે રાત્રિયે રાજા આખી રાત્ય છબી સામું જોઈબેશી રહ્યો. સૂર્યોદય થતાં તે ઊઠયો. અને ત્હેણે રસકોશની સાથે આખો દિવસ ઉદ્યાનમાં કાઢયો સૂર્યાસ્ત સમયે તેઓ પાછા રાજકન્યાના દર્શન ગૃહમાં

ગયા. ત્ય્હાં તે રાજકન્યા તેજસ્વી શ્વેત રંગની સાડી તથા તેજ રંગની ચાકુત મણિ–જડિત, કંચુકી, મુકુટ તથા બીજા સર્વ અલંકારો પ્હેરી પોતાના આસન ઉપર બેઠી હતી. રાજા સ્હામે જોઈ ત્હેણે દીર્ઘ શ્વાસ લીધો. અને રાજા તો ત્હેના સૌન્દર્યથી સ્તબ્ધ થઈ સ્હામેના આસન ઉપર જઈને પડ્યો. પછી રસકોશ આગળ આવ્યો અને બોલ્યો.

" હે ભગવતિ ! કોઇ એક સમયે કોઇ એક ગામમાં એક ભૂરિયા વાળવાળો મલ્લ રહેતો હતો. ત્હેની પાસે એક પાળેલું પ્રાણી હતું. એક દિવસે તે ઘેર આવ્યો. અને જુવે છે તો તે પ્રાણી દેખાયું નહિં. તેથી તે બ્હાર ગયો અને રસ્તામાં દોડવા લાગ્યો, રસ્તામાં એક માણસ મળ્યો. ત્હેને ત્હેણે પૂછ્યું 'મ્હારું પાળેલું પ્રાણી ત્હેં દીઠુંછે ?' તે માણસે પૂછ્યું, 'ત્હેને ગળે દોરી બાંધેલી હતી ?' પેલા મલ્લે કહ્યું 'હા' પછી પેલા માણસે કહ્યું 'હા તે આમ ગયુંછે.' તેથી તે મલ્લ તે રસ્તે ગયો. રસ્તામાં

બીજો માણસ મળ્યો ત્હેને પૂછતાં ત્હેણે કહ્યું. 'હા તે બે પગે ઊભું રહ્યું હતું અને પેલી ભીંત્ય ઉપર ચઢવાનું કરતું હતું.' બીજાએ કહ્યું 'મ્હેં ત્હેને એ દિવાલ પાસે ચારે પગે ચાલતાં દીઠું હતું.' વળી ત્રીજાએ કહ્યું, 'મ્હેં એને ત્રણ પગે ઉભેલું અને ચોથે પગે માથામાં ખણતું જોયું હતું,' તે મલ્લ આગળ ગયો. ત્યહાં રસ્તામાં એક ધોબી મળ્યો ત્હેણે કહ્યું, 'તે આ રસ્તે આવ્યું હતું, અને પાણીમાં જોઈ અનેક પ્રકારની મુખાકૃતિ કરતું હતું.' વળી આગળ જતાં ફળ વેચનારો મળ્યો ત્હેણે કહ્યું. 'પેલા વૃક્ષ નીચે બેઠેલું મ્હેં ત્હેને જોયું હતું, તે ત્યહાં એક ઘવાયલા વાયસનાં પીંછાં ખેંચી કહાડતું હતું મ્હેં ત્હેને ખોબા ભરી વડના ટેટા આપ્યા.'

આગળ ચાલતાં બે જણા ત્હેને મળ્યા તેઓ માંહોમાંહે કાંઇ વાત કરતા હતા, ત્હેમને પૂછ્યું.

અને ત્હેમાંના એકે કહ્યું. 'મ્હેં ત્હેને ત્હેના જાત્યભાઇ જોડે જ બેઠેલું જોયું હતું. અને માથામાંથી ચાંચણ કાઢતું હતું' બીજાએ કહ્યું 'ત્હેના વાળનો રંગ કે'વો હતો ?' પેલા મલ્લે જવાબ દીધો. 'મ્હારા વાળના રંગ જેવો જ.' તેથી બીજો બોલ્યો. 'એ તે પેલા વૃક્ષની ડાળીઓમાં હીંચકા ખાય.'

"હે રાજકન્યા, તે મલ્લનું પાળેલું પ્રાણી તે કિયું પ્રાણી હતું તે હવે મ્હને કહેશો?" એટલું કહી રૂસકોશ ચૂપ રહ્યો. પછી રાજકન્યા હશી અને બોલી." તે પ્રાણી વાનર નહોતું પણ એક બાલક હતું, અને તે મલ્લનું પોતાનું જ સંતાન હતું." એટલું કહી તે ઊઠી. અને જવું ન ગમતું હોય ત્હેવી રીતે રાજા તરફ દૃષ્ટિ કરી ત્યહાંથી ચાલી ગઈ. અને રાજા તો પ્રેમ ઘેલો થઈ ગયો. પછી રાજા અને રૂસકોશ પોતાના ખંડમાં ગયા.

# અગીઆરમો દિવસ.

## ગૃહ પુરોહિત.

પછી રાજાએ રસકોશને કહ્યું. “મ્હારા મિત્ર, હજી સુધી રાજકન્યા હારતી નથી. મ્હારા દસ દિવસ ગયાછે. ને છતાં જો ત્હેં આજની વાર્તા એકદમ ટૂંકાવી દીધી નહોત તો તો હું તને માફ કરત, ત્હેં વાર્તા શરૂ કર્યે તો વાર નહોતી થઈ, તેટલામાં તેં પૂરી પણ થઈ ગઈ. હવેથી જરા ત્હારી વાર્તાઓ લંબાવજે, એટલે એટલા વખતનો મને મ્હારી પ્રિયાના દર્શનનો લાભ મળે. જેટલો વધારે વખત થાય તેટલું સારું. હવે તો છબીની કિંમત પણ મ્હારા મનથી એ છબીની અસલ મૂર્તિના પડછાને લીધે ઓછી થતી જાયછે. તે રાત્રિયે રાજા અસ્વસ્થ રહ્યો, અને છબીની સામું ત્હેણે નિહાળ્યા કર્યું સૂર્યોદય થતાં તે ઊઠયો. અને મહા મહેનતે ત્હેણે રસકોશની

સાથે આખો દિવસ ઉદ્યાનમાં કાઢયો. સૂર્યાસ્ત સમયે તેઓ પાછા રાજકન્યાના દર્શન ગૃહમાં ગયા. ત્યહાં તે રાજકન્યા લીલમ વર્ણી સાડી તથા તેજ રંગની ચંદ્રમણિ જડિત કંચુકી અને મુકુટ તથા બીજા સર્વ અલંકારો પ્હેરી પોતાના આસન ઉપર બેઠી હતી. ત્હેણે રાજા સ્હામે પ્રેમ ભરીદૃષ્ટિ કરી પણ તે તો તે રાજકન્યાના સૌન્દર્યથી અંજાઈ સ્હામેના આસન ઉપર જઇને પડયો. પછી રસકોશ આગળ આવ્યો અને બોલ્યો.

"હે ભગવતિ ! પૂર્વે કોઇ એક સમયે, કોઇ દેશનો એક રાજા હતો. ત્હેને ત્યાં ત્હેનો ગૃહ પુરોહિત હતો. તે પુરોહિત બીજા એક પુરુષની પત્ની ઉપર પ્રેમાસક્ત થયો હતો. તે સ્ત્રી પણ પતિવ્રતા નહોતી. અને તેથી પેલા પુરોહિતના પ્રેમને તે અનુકૂળ થતી હતી. પણ પોતાના પતિની ઈર્ષ્યા યુક્ત સખ્તાઈથી ત્હેને પેલા પુરોહિત સાથે એકાન્તમાં વાતો કરવાનો પ્રસંગ મળતો નહોતો. પોતે જાતે જ જઇ

પોતાની પ્રિયાને મળી શકવાની પેલા પુરોહિતે એક યુક્તિ કરી. ત્હેણે તે સ્ત્રીના પતિ સાથે મિત્રાચારી કરી. અને ત્હેની બહુ ખુશામદ કરવા લાગ્યો. અને પોતે યોગવિદ્યામાં પ્રવીણ હોવાથી પોતાની અતિમાનુષી શક્તિના પ્રભાવથી ત્હેનું મન મેળવી લીધું. એક દિવસ તે પુરોહિત ત્હેને કહેવા લાગ્યો. મ્હારી કળાના પ્રતાપથી હું બીજાના શરીરમાં પેસી સકુંછું. અને ત્હમારે તે જાણવાની મરજી હોય તો ત્હમને પણ બીજાના શરીરમાં પેસાડી બતાવું." પેલા ભોળા પતિયે, કાંઇ પણ કપટ છે તે ન જાણતો હોવાથી હા, કહી.

તેથી તે પુરોહિત ત્હેને એક રાત્રે સ્મશાન ભૂમિમાં લઇગિયો અને જંત્ર મંત્રથી પોતે પણ પોતાનું શરીર છોડી દીધું, અને પેલાને પણ તેનું શરીર છોડાવ્યું, અને તરત જ પોતે તેના શરીરમાં પેઠો. અને પેલા પુરુષની સ્ત્રીને ઘેર ગયો. અને પોતાની યુક્તિ સફળ થયેલી જોઇને તે બહુ હરખાયો,

પેલો ભલો માણસ પોતાના શરીરમાંથી બ્હાર નીકળાયાથી બહુ દિલગીર થયો. અને બોલ્યો, 'અફસોસ હવે મ્હારું શું થશે ?' આખરે ન છૂટકે પેલા પુરોહિતનું સ્થૂળ શરીર ત્યહાં પડ્યું હતું ત્હેમાં તે પેઠો અને નિરાશા ભેર પોતાના ઘર તરફ તે ચાલ્યો. પણ પુરોહિતના શરીરમાં તે પેઠો હતો તેથી ત્હેના જ ઘર તરફ વળી જવાયું.

દરમ્યાન પેલા ભોળા પુરૂષની સ્ત્રીથી રહેવાયું નહિં. અને પોતાના પતિની ગેરહાજરીનો લાભ લઈ, તે અભિસારિકાની પેઠે બ્રાહ્મણ કામીને ત્યહાં ગઈ, તેથી પેલો પુરોહિત ત્હેને ઘેર આવ્યો ત્યહારે તે ઘરમાં નહોતી. આખી રાત્ય અધીરાઇથી તે સ્ત્રીની વાટ્ય જોતો પોતાની ભાગ્યહીનતા માટે દિલગીરી કરવા લાગ્યો. તે સ્ત્રી પોતાના પતિના ( જે, પુરોહિતના શરીરમાં પેઠો હતો ત્હેના ) થોડા વખત પ્હેલાં જ પુરોહિતને ઘેર આવી પહોંચી. તે ભલો પુરુષ ઘરમાં આવ્યો, અને પોતાની પત્નીને ત્યહાં

જોઈ આશ્ચર્ય પામ્યો. પણ પેલીએ પોતાના પતિને ઓળખ્યો નહિં. અને પોતાનો કામીધારી તે ત્હેની તરફ દોડી અને તેના કંઠની આસપાસ પોતાના હાથ નાંખ્યા અને બોલી ‘ આખરે ત્હમે મળ્યા ખરા.’ આથી પેલા મૂર્ખ માણસને આનંદ થયો. કારણ ઘણા વખતથી ત્હેની પત્ની ત્હેની તરફ બેદરકારીથી વર્તતી હતી. આ આનંદમાંને આનંદમાં તે પોતે કોણ હતો તે ભૂલી ગયો અને આખી રાત્ય ત્ય્હાં રહ્યો.

સ્હવારમાં પેલી સ્ત્રી વ્હેલી ઊઠી અને પેલો ભોળો માણસ ઊંઘતો હતો ત્હેવામાં તે પાછી પોતાને ઘેર ચાલી ગઈ. પેલો પુરોહિત (જે પેલા ભલા માણુસના શરીરમાં પેઠો હતો તે ) આખી રાત્ય પેલી સ્ત્રીની વાટય જોઇને કંટાળી ગયો. અને તે સ્ત્રીના આવતા પ્હેલાં તે ત્હેને ઘેરથી ઊપડી ગયો. પોતાને ઘેર આવી જુએ છે તો પેલી સ્રીના પતિને ત્હેના પોતાના ( પુરોહિતના ) શરીરમાં પેઠેલો અને

ત્હેની પથારીમાં ઊંઘતો દીઠો. ત્હેણે તેને જગાડ્યો, અને કહ્યું એ, મ્હારી પથારીમાં તું કેમ સૂતો છે ?' પેલા ભોળા માણસે કહ્યું, 'મારું શરીર તું કેમ લઈ ગયો ?' પુરોહિત બોલ્યોઃ—હવે બહુ થયું. ત્હારા શરીરમાં રહી હું કંટાળ્યો. નરકમાં જેટલું દુઃખ ખમવું પડેછે, તેટલું દુઃખ મ્હેં ત્હારા શરીરમાં પ્રવેશ કરીને ખમ્યુંછે. હવે તો હું ત્હને બાળી નાંખવાનું ધારુંછું. આ સાંભળી પેલા ભોળા માણસે કહ્યું 'મ્હને ટાઢ્ય વાતી હતી, અને ત્હારા શરીર શિવાય બીજું કાંઈ મ્હારે રક્ષણ માટે નહોતું. તેથી ત્હારા શરીરમાં પેઠો. હવે મ્હને મ્હારું શરીર પાછું આપ. અને ત્હારું લઇ લે.' પછી પુરોહિત ત્હેને સ્મશાન ભૂમિમાં લઈ ગયો, અને ત્હાં શરીર અદલ બદલ કરી નાંખ્યાં.

પોતાના શરીરમાં પાછો પ્રવેશ કર્યો કે તરત પેલા ભોળા માણસને જાણે સ્વપ્નામાંથી જાગ્યો હોય તેમ બધું યાદ આવ્યું. તે બોલ્યો, 'અલ્યા બ્રાહ્મણ,

તું લુચ્ચો છે. ત્હેં મ્હારી સ્ત્રીને આલિંગન દીધું હતું’ પણ તે બ્રાહ્મણ બોલ્યો ‘મ્હારે ને ત્હારી સ્ત્રીને વળી શો સંબંધછે? શું તું કહેછે?’ પણ પેલો ભોળો બ્રાહ્મણ ક્રોધે ભરાયો, અને પેલા પુરોહિતને રાજાના અમલદાર પાસે ઘસડી ગયો. અને પોતાની પત્નીને પણ ત્યહાં લઈ ગયો. ન્યાયાધીશને સર્વ હકીકત કહી. અને બંને જણને સજા કરવાની વિનંતિ કરી. તે ઉપરથી પુરોહિત બોલ્યો, ‘હું ત્હારી સ્ત્રીને અડકયો સુદ્ધાં નથી.’ પેલા ભોળા માણસની સ્ત્રીએ કહ્યું શું છે? ત્હમે શેની ફરિયાદ કરો છો? શું હું જે પુરુષને ભેટી એ મ્હારા પતિ નહોતા!’ આ જોઈ ન્યાયાધીશ ગૂંચવણમાં પડયો. અને શું કરવું તે ત્હેને સૂઝયું નહિં.

“હવે રાજકુમારી! ત્હમે ત્હેનો નિવેડો આણો. એટલું કહી રસકોશ ચૂપ રહ્યો. પછી રાજકુમારી બોલી. “પુરોહિત લુચ્ચો હતો, દુષ્ટ કર્મ કરવાનો ત્હેનો હેતુ હતો, પણ કાયદા પ્રમાણે ત્હેને સજા

થઇ સકે નહિં. કારણ ઇરાદો હતો, પણ ત્હેને તે અમલમાં આણી સકયો નહોતો. હવે સ્ત્રીની બાબત જોઈએ તો, ત્હેણે ખોટું કૃત્ય કર્યું હતું. પણ તે પોતાના પતિની નજરો નજર કર્યું હતું, અને તે તે કાંઇ બોલ્યો નહોતો; એટલે ત્હેની તે કૃત્યને માટે સંમતિ હતી એમ સાબીત થાયછે. પણ તે સ્ત્રીનો પતિ જાણતો હતો, કે પોતાની તથા પોતાની સ્ત્રીની આબરૂને નુકસાન થાયછે, છતાં કાંઇપણ બોલ્યા વગર તેમ થવા દીધું, એટલો બધો તે કામને વશ થઈ ગયો હતો, તે માટે પોતાને હાથે જ પોતાના ઉપર સંકટ લાવવા માટે ધિક્કાર તથા ઉપહાસને પાત્ર થાયછે. તેથી ત્રણેને સજા કર્યા વગર છોડી દેવાં."

એટલું બોલી રાજકન્યા નાખુશીથી ઊઠી અને ત્યહાંથી ચાલી ગઈ અને રાજા અને રસકોશ પોતાના ખંડમાં પાછા ગયા.

# બારમો દિવસ.

## હાથી અને કીડીઓ.

પછી રાજાએ રસકોશને કહ્યું, "મ્હારા મિત્ર રાજકન્યા ને તું શી શી વાર્તાઓ કહેછે તે તો હું સાંભળતો નથી. કારણ ત્હેને જોઇને જ હું સ્તબ્ધ થઇ જાઉંછું, અને સાંભળવાની શક્તિ પણ ખોઇ બેસુંછું. પણ એટલું તો મ્હને નક્કી જણાયુંછે. કે ત્હેનું બુદ્ધિચાતુર્ય મનુષ્ય જાતિ કરતાં વિશેષછે, કારણ હજી સુધી તું ત્હેને 'માત કરી શકયો નથી મ્હારા અગીઆર દિવસ તો જતા રહ્યાછે. હવે ફક્ત દસ જ બાકી રહ્યા. જો તે મ્હને આખરે નહિં મળે તો હું ત્હને ક્ષમા કરવાનો નથી. દિવસે દિવસે ત્હેની દૃષ્ટિ વધારે માયા ભરેલી થતી જાયછે. વિયોગના સમયનું દુઃખ વધતું જાયછે. અને મ્હને રાત્યે ટકાવી રાખનારી ત્હેની છબીની પણ અસર ઓછી

થતી જાયછે, તેથી આવતી કાલ્ય સૂધી હું જીવતો રહીશ કે કેમ તે વિશે મ્હને સંશય રૂહેછે.'

તે રાત્રિયે પણ રાજાએ છબી સ્હામે જોયા જ કર્યું. સૂર્યોદય થતાં તે ઊઠયો, અને આખો દિવસ ત્હેણે રસકોશની સાથે ઉદ્યાનમાં ગાળ્યો. સૂર્યાસ્ત સમયે તે બે જણા રાજકન્યાના દર્શનગૃહમાં ગયા. ત્ય્હાં તે રાજકન્યા ગુલ્લાબી રંગની સાડી ગોમેદ નામના રત્નથી જડિત કંચુકી મુકુટ તથા બીજા સર્વ અલંકારો પ્હેરીને આસન ઉપર બેઠી હતી. રાજાને આવતો જોઇને તે આતુરતાથી ત્હેની સ્હામું જોવાને વાંકી વળી. રાજા તો ત્હેના સૌન્દર્યથી ચકિત થઈ જઈ સ્હામેના આસન ઉપર જઈને બેઠો. પછી રસકોશ આગળ આવ્યો અને બોલ્યો.

"હે ભગવતિ! કોઇ એક સમયે એક વનમાં મ્હોટું હાથીનું ટોળું હતું અને ત્હેનો એક હાથી રાજા હતો, તે એક દહાડો મત્ત થઇને વનમાં ધસ્યો ધસ્યો જતો હતો. અને ઇન્દ્રના વજ્રની પેઠે

સર્વત્ર નાશ કરતો જતો હતો. ત્હેના કુંભસ્થળમાંથી મદ ઝર્યા જ કરતો હતો. ન્હાનાં ન્હાનાં ઝાડ, છોડ, વગેરે ને છૂંદતો તે દોડતો હતો. આખરે તે ધીમે ધીમે એક ખીણમાં થઈને બધા હાથીના ટોળા સહિત જવા લાગ્યો. રસ્તામાં એક કીડિયોનો રાફડો આવ્યો. ત્હેમાં ત્હેણે પોતાના દંતશૂળ ખોસ્યા અને પુષ્કળ માટી ખોદી કાઢી પછી આગળ ચાલતાં પાણીનું તલાવડું આવ્યું ત્હેમાં પોતે નાહ્યો. અને સૂંઢમાં ખૂબ પાણી ભરી રાખ્યું અને એક માટીની કરાડમાં પોતાના દંતશૂળ ખોસીને, એક મ્હોટા વૃક્ષને અઢિંગી, ધીમે ધીમે ઝૂલતો, આંખ્યો બંધ કરી. મ્હોટા સૂપડા જેવા કાન વાળી દઈ સૂંઢ ઝૂલતી રાખીને ઊભો. ત્હેના દંતશૂળ ત્હેના મ્હોટા અને કાળા શરીરના પડછામાં વરસાદથી પુષ્કળ ભરાયલા કાળા ભમ્મર જેવાં વાદળાંની આડે ઊડનાર એક બગલાના યુગ્મ જેવા લાગતા હતા.

આમ તે ઊભો હતો તે દરમ્યાન પોતાના રાફ-

ડાનો નાશ થયેલો જોઇ કીડીઓમાં પુષ્કળ ગભરાટ ફેલાયો હતો. અને હજારો કીડિયોના મરણથી તેઓમાં ક્રોધ ઉત્પન્ન થયો હતો. તેઓ કહેવા લાગી, 'શું હાથીના આનંદને માટે આપણે ખમવાનું?' તેથી ત્હેમણે હાથીને મળી નુકસાનનો બદલો માગવા માટે પોતાના પ્રતિનિધિઓ નીમ્યા. સાત કીડિયોઓને પ્રતિનિધિ તરીકે મોકલી. હાથીઓનો રાજા જે વૃક્ષની નીચે અઢિંગીને ઊભો હતો, તે વૃક્ષ ઉપર તે હાથીના કાન સુધીની ઊંચાઈએ બે કીડીઓ ચઢી, અને પછી તે હાથીને કહ્યું. 'હાથીઓના રાજા સાહેબ! કીડિયોએ, ત્હેમની જાતિની હજારો કીડિયો ત્હમે મારી નાંખીછે ત્હેની નુકસાની માંગવા હમને મોકલ્યાંછે. અને જો ત્હેની નુકસાની નહિં આપો, તો યુદ્ધ શિવાય બીજો માર્ગ રહ્યો નથી. આ સાંભળી હાથીએ બાડી આંખ્યે વૃક્ષના થડ ઉપરની કીડિયોની હારચ તરફ જોયું અને મનમાં કહેવા લાગ્યો. 'વાહ! એ પણ ઠીક! અહા! આ

કીડિયો જેવા તુચ્છ જંતુઓ હમારા જેવા હાથીને શું કરી સકવાનાં હતાં!' એમ કહી સૂંઢમાં પાણી ભરી રાખેલું હતું તે ત્હેમના ઉપર જોરથી છાંટી ત્હેમને મારી નાંખી.

પોતાના પ્રતિનિધિયોનો નાશ થયેલો જોઈને બીજી કીડિયો ક્રોધે ભરાઈ રાત્ય સુધી રાહ જોઈને, પછી બધા હાથી ઊંઘી ગયા એટલે અસંખ્ય કીડિયો પોતાના દરની બહાર નીકળી. અને હાથી પાસે જઈ ત્હેમના પગનાં આંગળાં તથા તળિયાં કરડી ખાધાં. સ્હવાર થતાં હાથીઓએ ચાલવા માંડ્યું ત્ય્હારે ત્હેમને પગે દરદ થવા માંડ્યું, અને તે સૂજી ગયેલા હોવાથી ચાલી સકાયું નહિ. તેથી ક્રોધે ભરાઈને, આખા વનમાંના કીડિયોના રાફડા છૂંદી નાંખતા ચાલ્યા. પણ તેથી કીડિયોને કાંઇ ઈજા થઈ નહિં. કારણ તેઓ ઊઠી ચાલી ગઈ હતી. પણ હાથીઓના પગની ઇજા તો દોડવાથી વધતી ગઈ, તેથી આખરે બંધ રહ્યા. અને કીડિયો સાથે સલાહ

કરવાનું ધાર્યું. બ્હાર એક પણ કીડિ નજરે ન પડવાથી એક ઊંદર મારફત સલાહનો સંદેશો કહાવ્યો. પણ કીડિયોએ કહ્યું. 'હમારા પ્રતિનિધિયોને, મારી નાંખનાર હાથીઓનો રાજા હમારે શરણે આવી હમે કહિયે તે સજા ખમશે, તો જ હમે હાથીઓ સાથે સલાહ કરીશું નહિં તો નહિં.' આ સંદેશો ઊંદરે જઈ હાથીઓના રાજાને કહ્યો. બીજો ઈલાજ ન રહેવાથી તેઓ કબૂલ થયા.

પછી હાથીનો રાજા એકલો, નરમ થઈને કીડિયો પાસે ગયો, અને ત્હેમને શરણ થયો. પછી કીડિયોએ શમીના વેલાને કહ્યું 'આ પાપીને તું બાંધ્ય, નહિં તો, હમે ત્હારાં મૂળિયાં કરડી ખાઇ ત્હારો નાશ કરીશું' તેથી વેલાએ હાથીને એવો સજ્જડ જકડીને બાંધ્યો કે ત્હેનાથી હલાય પણ નહિં. પછી અસંખ્ય કીડિયોનું સૈન્ય એકદમ ઉભરાયું, અને હાથીને માટી નીચે દાટી દીધો ત્ય્હાં કીડાઓ માંસ ખાઈ ગયા, અને ફક્ત હાડકાં અને દંતશૂળ રહ્યા.

ત્યહાર પછી કીડિયો નિશ્ચિન્ત રીતે વનમાં રહી. અને હાથીઓએ બીજો રાજા પસંદ કર્યો.

"હવે રાજકુમારી, આ વાર્તાનો સાર શો છે? તે મ્હને કહો." એટલું કહી રસકોશ ચૂપ રહ્યો. થોડીવાર વિચાર કરી રાજકન્યા બોલી. "નિર્બળ લોકોની ગમે તેટલી મ્હોટી સંખ્યા હોય તો પણ સબળ આગળ ત્હેમનું કાંઇ ચાલતું નથી. કારણ હાથી તે હાથી જ, અને કીડિયો તે કીડિયો જ; પણ સબળ લોકોના બળની અટકળ ત્હેમની નિર્બળતા ઉપરથી થાયછે. હાથીઓને આમ ખબર હોત, તો, તેઓ સાવચેત રહ્યા હોત, અને ગમે તેટલી કીડિયો આવત પણ ત્હેમને કાંઇ કરી સકત નહિં. અને બધી કીડિયોને એક જ હાથી પૂરો પડી સકત."

આટલું બોલી રાજકન્યા, રાજા તરફ શોકમય દૃષ્ટિ કરી ધીમે ધીમે ત્યહાંથી ચાલી ગઈ, અને, રાજા અને રસકોશ પોતાના ખંડમાં ગયા.

# તેરમો દિવસ.

## મૃગતૃષ્ણાની શોધમાં ફરનાર.

પછી રાજાએ રસકોશને કહ્યું-"મ્હારા મિત્ર! મ્હને તો લાગે છે કે રાજકન્યામાં મ્હારા ઉપર કૃપા કરવાની વૃત્તિનાં ચિહ્ન જણાયછે; પછી પ્રેમ અને આત્માભિમાનથી હું અન્ધ થયો હોઉં તો કોણ જાણે. પણ અરે! મ્હારા બાર દિવસ તો ગયા. અને હવે ફક્ત નવ જ બાકી રહ્યાછે. માટે તું હવે સંભાળજે. મ્હારી પ્રિયા મ્હને નહિં મળે તો પછી તું જોઇ લેજે. ત્હેની છળી પણ હવે મ્હને ધૈર્ય આપતી નથી. દિવસે દિવસે તે છળી અને ત્હેનામાં ફેર જણાતો જાયછે. છળી મ્હારી તરફ ધિક્કારથી જુવેછે, પણ રાજકન્યા મૃદુભાવથી જુવે છે. રાત્રિનો સમય શી રીતે કાઢવો, તે મ્હને સૂઝતું નથી." તે રાત્ય પણ રાજાએ અસ્વસ્થપણે કાઢી

સૂર્યોદય થતાં તે ઊઠ્યો, અને આખો દિવસ ત્હેણે રસકોશ અને ઉદ્યાનની મદદથી કાઢયો. સૂર્યાસ્ત સમયે, તે બે જણા રાજકન્યાના દર્શનગૃહમાં ગયા. ત્ય્હાં તે રાજકન્યા નારંગી રંગની સાડી તે જ રંગની માણેક જડિત કંચુકી મુકુટ તથા બીજા સર્વ અલંકારો પ્હેરીને આસન ઉપર બેઠી હતી. રાજાને જોતાં જ તે રાજકન્યાના મુખારવિંદ ઉપરથી શોકની છાયા ચાલી ગઈ. રાજા તો સૌન્દર્યથી સ્તબ્ધ થઈ પાસેના એક આસન ઉપર જઈને બેઠો. પછી રસકોશ આગળ આવીને બોલ્યો.

"હે ભગવતિ ! કોઇ એક સમયે, એક મ્હોટો વ્હેપારી મ્હોટો કાફલો લઇને મ્હોટા રણમાં થઇને મુસાફરી કરતો હતો તે જતો હતો તેટલામાં એકાએક મ્હોટા શહેરના કિલ્લાની ભીંત્યો, અને એક સુંદર નીલરંગી સરોવર ત્હેની નજરે પડ્યાં. આ જોઈ તે આશ્ચર્ય પામ્યો. રણમાં આવો દેખાવ જોઈ ત્હેનો ત્હેને લાભ લેવાની તૃષ્ણા લાગી. અને તેથી

કેટલાંક ઊંટ લઈને તે તરફ ચાલ્યો. પણ તે તે સ્થાને ગયો ત્યહારે તો સર્વ લુપ્ત થઇ ગયેલું જણાયું. પોતાની આસપાસ જુએછે તો તડકો; રેતી શિવાય કાંઇ જ જણાયું નહિં. સુન્દર સરોવર પણ જણાતું ન્હોતું. તેમ જ શહેર પણ કહિં દેખાતું ન્હોતું. આ જોઇ તે બોલ્યો. અરે, આ કાંઇ વિચિત્ર બનાવછે. ગમે તેટલું દ્રવ્ય ખરચીને પણ હું તે શહેરમાં જઈશ.' ત્હેના કાફલામાંના માણસોએ ત્હેને કહ્યું, 'સાહેબ આ તો ભ્રમ જ છે એ તો ફક્ત મૃગ-તૃષ્ણાછે. કાંઇ સરોવર કે શહેર આ રણમાં છે જ નહિં.' પણ ત્હેણે ત્હેમનું માન્યું નહિં રણમાં પોતે જ્યહાં હતો ત્યહાં આખી રાત્ય મુકામ રાખ્યો. બીજે દહાડે ૫્હેલા દિવસની પેઠે તે જ વખતે પાછો પેલો દેખાવ ત્હેની નજરે પડ્યો. તેથી પોતાનાં ઊંટો-માંથી સૌથી ત્વરિત ગતિ વાળા ઊંટ ઉપર બેશી પાછો ત્હેની શોધમાં ગયો પણ તે નગર કે સરો-વર પ્રાપ્ત થયાં નહિં: પ્રથમની પેઠે લુપ્ત થયાં.

પછી ત્હેણે પોતાની મુસાફરી બંધ રાખી અને રણમાં જ મુકામ કર્યો. રોજ તે પેલા શહેર અને સરોવરની શોધ કરવા જતો. અને રોજ નિષ્ફળ થઈ પાછો આવતો. જેમ જેમ તે નિષ્ફળ થતો ગયો, તેમ તેમ ત્હેની તૃષ્ણા વધતી ગઈ અને જગતમાંનું સર્વ તે ભૂલી ગયો.

દરમ્યાન, ધંધા ઉપર લક્ષ ના આપવાથી ત્હેના વ્હેપારને નુકસાન થયું. ત્હેનાં સગાંવહાલાં ત્હેની આવી વર્તણુકનું સાંભળી રણમાં ત્હેની પાસે આવ્યાં, અને કહેવા લાગ્યાં 'અરે તું આ શું કરેછે? આ શી ઘેલછા ત્હને લાગીછે? એ તો મૃગતૃષ્ણાછે, ત્હેની પછાડી તું આમ શું કરેછે? ત્હારો વખત અને પૈસો સર્વ ગુમાવેછે.' પણ તે બોલ્યો, 'મ્હેં મ્હારી આંખ્યોએ જોયેલું શું ખોટું? જેમ ત્હમને હું દેખી સકુંછું. તેટલી જ સહેલાઈથી હું તે દેખાવ જોઉછું. તો પછી તે ભ્રમ કેમ કહેવાય?' આથી ત્હેનાં સગાં સ્નેહીઓ ગુસ્સે થયાં અને બોલ્યાં,

'અરે મૂર્ખ તેતો મૃગતૃષ્ણા જ છે.' તે બોલ્યો જો તે અસ્તિત્વમાં જ ન હોય તો હું જોઇ શકું જ શી રીત્યે તે મ્હને સમઝાવો; પણ તેઓ તે સમઝાવી સકયાં નહિં. ત્હેને ગાળો દીધી ત્હેની મશ્કરી કરી અને ત્હેને રણમાં એકલો મૂકી ચાલ્યાં ગયાં. તે રણમાં રહ્યો, અને પોતાના સર્વ પૈસા ઊંટો ખરીદવામાં વાપરી નાંખ્યા. દિનપ્રતિદિન તે મૃગતૃષ્ણાની શોધમાં ફરવા લાગ્યો. આખરે ત્હેનું ધન ખૂટી ગયું. ઊંટ મરી ગયાં, પોતે રણમાં ભૂલો પડયો, અને મરી ગયો અને ત્હેનાં હાડકાં સૂર્યના તાપથી સૂકાઇને ધોળાં થઈ ગયાં.

આ વાત બધે ફેલાઈ; લોકો કહેવા લાગ્યા 'વળી ત્હેમાં નવાઈ શી ? રણમાં પડતા સખત તાપથી તે ગાંડો થઈ ગયો.' પણ ત્હેનાં સગાં સ્નેહિયો બોલ્યાં. 'અરે એ ગાંડો થયો તો થયો, પણ એની મૂર્ખાઈથી હમારૂં સર્વ ધૂળ ધાણી કરી નાંખ્યું.' એક યોગીએ આ વાત સાંભળી. તે મનમાં હશ્યો અને કહેવા

લાગ્યો. 'તૃષ્ણા વિષં મનુષ્યસ્ય. આતો ચાયણી કરવડાને કાણો કહે એવું થયું.'

"હવે રાજકુમારી પેલા યોગીને આમ કહેવાનું શું કારણ તે મ્હને કહો." એટલું બોલી રસકોશ ચૂપ રહ્યો. પછી રાજકુમારી બોલી. "તે વ્હેપારીનાં સંગાં સ્નેહિયો, તે મૃગતૃષ્ણાની શોધ કરવા જતો ત્હેને માટે ત્હેને ગાંડો ઠરાવતાં, પણ જગતમાં ધન વગેરે સર્વ ક્ષણભંગુરછે, જે સર્વ માયા જ છે, અસારતાથી પૂર્ણ છે. ત્હેને વાસ્તવિક ધાર્યાથી પોતે પેલા વ્હેપારી કરતાં પણ વધારે ગાંડાં હતાં ત્હેનું ત્હેમને ક્ય્હાં ભાન હતું? કારણ આ જગત માયા નહિં તો બીજું શું છે? અને તેથી જ તે યોગી કહેતો કે ચાયણી કરવડાને, કાણો કહે એવું થયું.

આટલું કહી રાજકન્યા ઊઠી અને રાજા તરફ શોકમય દૃષ્ટિ કરી ધીમે ધીમે ત્ય્હાંથી ચાલી ગઈ. રાજા અને રસકોશ પોતાના ખંડમાં ગયા.

# ચૌદમો દિવસ.

## રક્તવર્ણા ઓઠ.

પછી રાજાએ રસકોશને કહ્યું, "મ્હારા મિત્ર, તેરમો દિવસ પણ ગયો. અને હવે તો ફક્ત આઠ જ દિવસ રહ્યા. દિનપ્રતિદિન ત્હેનાથી છૂટા પડવાની ક્ષણ અને ત્હેના વિરહવાળો સમય વધારે ને વધારે દુઃખકારક થતા જાયછે. ચંદ્રની કળાની પેઠે રાજકન્યાની છાતીની શક્તિ પણ ક્ષય પામતી જાયછે. અને મ્હારા હૃદયને ઘોર અંધકારમાં મૂકી જશે એમ ભય રહેછે. પણ અરે! જો તે રાજકન્યા મ્હને નહિં જ મળે તો તો પછી આખી જિંદગીભરના વિયોગના દુઃખ આગળ એક રાત્રિના વિયોગનું દુઃખ શી વસાતમાં છે? તે રાત્રિ પણ રાજાએ ચિંતામાં અને ચિંતામાં જ કાઢી સૂર્યોદય થતાં તે ઉઠ્યો. અને આખો દિવસ ત્હેણે રસકોશની સાથે ઉદ્યા-

નમાં ગાળ્યો. સૂર્યાસ્ત સમયે તે બે જણા રાજક-ન્યાના દર્શનગૃહમાં ગયા. ત્યહાં તે રાજકન્યા રૂપેરી લપેટો, પિરોજા જડિત કંચુકી, મુકુટ તથા બીજા સર્વ અલંકારો પ્હેરીને પોતાના આસન ઉપર બેઠી હતી. રાજાને જોઈને ત્હેની છાતી ઊછળવા લાગી. રાજા તો મૂક થઈ ગયો હોય તેમ પાસેના આસન ઉપર જઇને બેઠો. પછી રસકોશ આગળ આવ્યો અને બોલ્યો.

"ભગવતિ ! પૂર્વે કોઇ એક સમયે એક રાજા હતો, તે દરેક દેશમાંની અને જુદી જુદી જાતની નવાઈની વસ્તુઓ ભેગી કરવાનો શોખીન હતો. પછી ત્હેનું મૂલ્ય ગમે તે હોય, આથી બધી નદીઓ જેમ સમુદ્રમાં એકઠી થાયછે, તેમ તે રાજાના મહે-લમાં, દેશવિદેશના વ્હેપારીઓ એકઠા થતા હતા. એક દિવસ એક વ્હેપારી રાજા પાસે આવ્યો અને કહેવા લાગ્યો. 'હે રાજા, મ્હારી પાસે એક વસ્તુછે. ત્હેની સુન્દરતા અને દુર્લભતામાં બરોબરી કરી સકે

એવી કોઇ ચીજ ત્રણે ભુવનમાં નથી. આપની ઉદાર પ્રકૃતિનાં વખાણ સાંભળવાથી મ્હારા જીવને જોખમે મ્હેં તે મેળવીછે.' પછી ત્હેણે પેટીમાંથી હાથીદાંતનો એક પ્યાલો કાઢયો. તે બરફ જેવો સફેદ હતો પણ ત્હેની ઉપલી ધારની આસપાસ લોહીના જેવા લાલ રંગની પટ્ટી હતી. તે કાઢીને તે વ્હેપારી બોલ્યોઃ– 'ત્રણે ભુવનમાં સૌન્દર્ય માટે અપ્રતિમ થયેલી લંકાના રાજાની રાક્ષસ કુંવરી બિમ્બોષ્ઠા આ પ્યાલો દરરોજ વાપરતી હતી. તે કુંવરી એટલી તો સુંદર છે કે સ્ત્રી જાતિનાં બધાં ઉત્તમ લક્ષણમાંથી લઈ ત્હેના અવયવ બનાવ્યા હશે એમ ભાસ થાયછે. પણ સૌન્દર્યમાં બીજા સર્વ અવયવો કરતાં ચઢિયાતું તો ત્હેનું મુખછે. ત્હેના ઓઠ સાથે સરખાવતાં સિંદૂરનો રંગ પણ ઝાંખો લાગેછે. રુધિર કરતાં પણ લાલ હોઈ, ત્હેની સ્હામે જોનારની મુખમુદ્રા ઉપરથી તમામ લોહી ઉરાડી દઈ ત્હેને ફીકું પાડી દે છે. ફૂળના રંગની પેઠે ત્હેનાઓઠના રંગનો પાસ પણ

જે કોઇ વસ્તુ તે વાપરેછે ત્હેને બેસેછે. અને આપ જુવોછો જ કે આ પ્યાલાને પણ તે કુંવરીના ઓઠનો રંગ લાગ્યો છે, જે રંગની બરોબરી સૃષ્ટિમાં કોઇ પણ ચીજ કરે એમ નથી. દરવાનને ઘણી મોટી રકમની લાલચ આપી ત્હેની પાસે આ પ્યાલો મ્હેં ચોરાવડાવ્યોછે. અને ત્ય્હાંથી એકદમ અહિં જીવને જોખમે ચાલ્યો આવ્યો છું. અને આ પ્યાલો આપસાહેબને હું નજરાણા તરીકે આપુંછું.' તે પ્યાલાનું અનુપમ સૌન્દર્ય, તથા વિચિત્રતા જોઈ રાજા ખુશ થયો, અને તે વ્હેપારીએ દરવાનને જે રકમ આપી હતી ત્હેના કરતાં દસ ગણી વધારે રકમ, તે વ્હેપારીને આપવાને માટે પોતાના કોશાધિકારીને હુકમ કર્યો. અને વ્હેપારીને જવાની રજા આપી.

રાજા અને વ્હેપારી વચ્ચે આ વાત ચાલતી હતી તે વખતે રાજાનો કુંવર ત્ય્હાં હાજર હતો. અને વ્હેપારીએ કહેલી સર્વ વાત ત્હેણે સાંભળી હતી. તે કુંવરીના સૌન્દર્યનું વર્ણન સાંભળી તે કુંવરના

મનમાં તે રક્ત ઓષ્ટ વાળી કુંવરી માટે પ્રેમ ઉભરાઈ આવ્યો. તે દિવસે બીજું કાંઇ કર્યા વગર તે રાત્યે સૂવા ગયો, અને હેને સ્વપ્નું આવ્યું. તે સ્વપ્નામાં તે પોતે એક અશ્વ ઉપર ચઢયો, અને દોડતે ઘોડે સમુદ્રને કિનારે ગયો ત્યહાં ઘોડા ઉપરથી ઊતરી એક વહાણમાં બેશી લંકા જવા ઊપડચો. બીજે કિનારે પહોંચતાં જ તે વહાણમાંથી ઊતરી રસ્તામાં દોડતો દોડતો તે કુંવરીના મહેલ આગળ જઈ પહોંચ્યો. તે જ ક્ષણે એકબાજુએ સૂર્યાસ્ત થયો, અને બીજી બાજુએ ચન્દ્રોદય થયો. આથી મ્હેલ ઉપર હેનો પૂર્ણ પ્રકાશ પડયો, અને અહા ! તે પ્રકાશથી જોયું તે સૌન્દર્યમાં ચંદ્રને પણ હરાવતી તે રાક્ષસની પુત્રીને અગાશીમાં ઊભેલી દીઠી હેના સૌન્દર્ય પૂર્ણ વદન ઉપર હેના ઓઠ અગ્નિની પેઠે ચળકતા હતા હેના સૌન્દર્યથી રાજાનો કુંવર મૂર્છા પામી ગયો, મૂર્છાવશ સ્થિતિમાં પણ હેની નજરે તે ઓઠ આવ્યા જ કરતા હતા. પછી તે ધીમે ધીમે

મ્હોટા થવા લાગ્યા અને વધતાં વધતાં બે મ્હોટા પર્વતો જેટલા થયા ત્હેમાંથી પછી ભાગી જઈ બ-બબેની જોડી થઇ તારાની પેઠે આકાશ છાઈ દીધું. અને પછી પોતાના શરીર ઉપર બધે ચુમ્બન કરતા હોય તેમ તે કુંવરને લાગ્યું. પાછો એકદમ તે કુંવ-રીનો મ્હેલ ત્હેની નજર આગળ ખડો થયો ત્હેમાં તે ગયો ત્ય્હાં તે એક મ્હોટા ખંડને છેડે તે કુંવ-રીને જોઈ તેની પાસે તે ત્વરાથી ગયો. અને ત્હેને પગે પડયો. તે કુંવરી વાંકી વળી અને તે કુંવરને ગાલ ઉપર ચુમ્બન કરવાનું ધાર્યું, જેમ જેમ તે ઓઠ પાસે આવતા ગયા તેમ તેમ ભયંકર ડાચું, પાતળા અને ઘાસ જેવા લીલા ઓડ હાથીદાંત જેવા ધોળા અને કરવત જેવા ધારવાળા દાંતની બે હાર્યો, અને તે બે હારની વચમાં ઊંડો અંધારો ખાડો, એમ જણાતું ગયું આ બધો દેખાવ વધારે પાસે આવતો જોઈ તે કુંવર ચીસ પાડી ઊઠયો. અને જાગી ગયો.

"હવે રાજકુમારી તે કુંવરે ચીસ શા માટે પાડી હતી તે મ્હને કહો." એટલું કહી રસકોશ ચૂપ રહ્યો. પછી રાજકન્યાએ હશીને કહ્યું. "તે કુંવરને રાક્ષસી કરડશે એમ બ્હીક લાગી."

એટલું કહી રાજકન્યા ઊઠી. અને રાજા તરફ આતુર દૃષ્ટિ કરી ચાલી ગઈ. રાજા અને રસકોશ પોતાના ખંડમાં ગયા.

## પંદરમો દિવસ.

### કમળ અને મધુકર.

પછી રાજાએ રસકોશને કહ્યું—"મ્હારા મિત્ર પેલા વ્હેપારીનું કહેવું સત્ય નહોતું. કારણ મ્હારી પ્રિયાના ઓઠની બરોબરી કરી શકે એવા કોઇનાએ ઓઠ નહિં હોય, પણ અફસોસ! ત્હેના આવા મધુર સ્મિતથી મ્હારા મનને હર્ષ થવાને બદલે ખેદ

થાયછે કારણ આપણે પૂછેલા સવાલોના જવાબ તે રાજકન્યા ઘણી ચાલાકીથી દીધે જાયછે. અને દિવસે દિવસે મ્હારી આશાનો ભંગ કરેછે. હવે ફક્ત સાત જ દિવસ બાકી રહ્યાછે. રોજ ત્હેના દર્શનથી જે અમૃતનું હું પાન કરૂંછું. ત્હેમાં તે નહિં મળે એવું ભયરૂપી વિષ ભરેલુંછે. હવે તો છબી ઉપર પણ કંટાળો આવ્યોછે. તે છબી જાણે મ્હારી મશ્કરી કરતી હોય તેમ ભાસેછે." તે રાત્યે રાજા ઘણો જ અસ્વસ્થ રહ્યો. સૂર્યોદય થતાં તે ઉઠયો, અને જેમ તેમ કરી. ત્હેણે રસકોશની સાથે દિવસ ઉદ્યાનમાં કાઢયો. સૂર્યાસ્ત સમયે તે બે જણા રાજકન્યાના દર્શનગૃહમાં ગયા. ત્યહાં તે રાજકન્યા તામ્રવર્ણી સાડી ચકચકિત રૂપાની કંચુકી મુકુટ તથા બીજા સર્વ અલંકારો પ્હેરી પોતાના આસન ઉપર બેઠી હતી. રાજાને જોઈને ત્હેની આંખોમાં પ્રેમ ચમકવા લાગ્યો. રાજા તો ત્હેના સૌન્દર્યથી ચકિત થઈ મૂગો મૂગો જઈ પાસેના આસન ઉપર બેઠો. પછી રસકોશ આગળ આવ્યો અને બોલ્યો.

"હે ભગવતિ ! એક સમયે એક જુવાન અને સૌન્દર્યવાન્ મધુકર પહેલી જ વાર, મધ બનાવવાને ફૂલમાંથી નીકળતું અમૃત લેવાને ગયો. ઘણાં વર્ષ સૂધી ત્હેનાં માબાપની દેખરેખ નીચે જ તે ઉછર્યો હતો. અને ત્હેનું ભરણપોષણ પણ ત્હેનાં માબાપ જ કરતાં હતાં. જંગલમાં, એક તળાવમાં ઊગી નીકળેલા એક લાલ કમળના સૌરભથી આકર્ષાઈ તે ત્હેની ઉપર બેઠો. અને માંહિંથી અમૃત ચૂશી લેવા જતો હતો. તેટલામાં તે કમળ બીડાઈ ગયું અને બોલ્યું. 'અલ્યા મધુકર ! તું બીજા મધુકરોની પેઠે જ એકદમ ધૃષ્ટતાથી મ્હારી પાસે આવી ઘસારાબંધ અમૃત લઈ જવાનું કરેછે ? ત્હારે અમૃત જોઇતું હોય તો, ત્હેના બદલામાં મ્હને કાંઇક આપવું પડશે ! આ સાંભળી મધુકર બોલ્યો. 'ત્હારે શું જોઇએ છિયે ? આવા સરસ વનમાં, તળાવમાં તું ઊગ્યુંછે, ખીલ્યુંછે. અને ચોખ્ખી સુગંધમય હવા લેછે, તેથી વધારે ત્હારે શું જોઈએ ? તે સાંભળી

કમળે કહ્યું, 'હજી પણ મ્હારે કશાકની ખોટયછે. તું મૂર્ખછે, મધુકરની જાત્ય થઈને મ્હારે શું જોઈએ તે અટકળી શકતો નથી. જા જતો રહે કોઇને પૂછીને આવ્ય, અને પછી મ્હારામાંથી અમૃત લઈજા.'

આથી તે મધુકર ચીઢાઇને ગણગણતો ત્હાંથી ઊડી ગયો, અને કમળને શું જોઇયે છિયે તે સોધવા ગયો. રસ્તામાં એક વૃક્ષના મૂળ નીચે માટીમાં એક વંદાને દીઠો ત્હેને પૂછ્યું,–અલ્યા વંદા, કમળને શું જોઇએ છિયે તે મ્હને કહીશ ?' પણ વંદાએ જવાબ દીધો. 'કમળને શું જોઈયે ત્હેની મ્હને શી ખબર ? જા બીજા કોઇને જઈને પૂછ્ય મ્હને ફુરસદ નથી.' ત્હાંથી ઝાડની ડાળીમાં જાળી બાંધતા એક કરોળીઆ પાસે એ ગયો અને ત્હેને પૂછ્યું ત્હેણે જવાબ દીધો નક્કી હેને મધમાખી જોઇતી હશે.' પણ મધુકરે વિચાર્યું કે 'કમળને માખી તો ના જોઈયે કરોળિયો પોતાના સ્વભાવ ઉપરથી બીજાનું ધારેછે.' તેટલામાં આકાશમાં એક વાદળું જોયું. ત્હેને પૂછ્યું

'અરે વાદળા, કમળને શું જોઈએ છિયે તે મ્હને કહે.' વાદળાએ કહ્યું,–'વરસાદનાં ટીપાં.' તેથી મધુકર કમળ પાસે ગયો. અને પાણી આપવાનું પૂછ્યું, કમળે જવાબ દીધો. 'તે તો મ્હને વાદળામાંથી અને આ ખાબોચિયામાંથી મળેછે. તું શું આપતો હતો! ફરી પ્રયત્ન કર.' તેથી મધુકર પાછો ઊડી ગયો. અને ઘાસ ઉપર પડતા સૂર્યના કિરણને પૂછ્યું કે 'કમળને શું જોઇએ છિયે ?' સૂર્યના કિરણે જવાબ દિધો. 'હૂંફ' મધુકર પાછો ઊડીને એક આગીઆ કીડા પાસે ગયો અને ત્હેને લઈને કમળ પાસે ગયો. અને કહેવા લાગ્યો. 'ત્હને હૂંફ આપવા માટે હું આગિયો લાવ્યો છું' પણ કમળે કહ્યું 'તે તો મ્હને સૂર્ય તરફથી જોઇયે તેટલી મળેછે હજી પ્રયત્ન કર.' તેથી ભમરો ઊડી ગયો જતેજતે ત્હેણે એક વૃક્ષની ડાળિયોમાં એક ઘુવડને ઊંઘતું જોયું. તે ત્હેના કાન પાસે જઈને ગણગણ્યો. અને ઊઠાડીને કહ્યું, 'અરે ઘુવડ ! કમળને શું જોઇયે છિયે

તે મ્હને કહીશ ?' ધ્રુવડે જવાબ દીધો 'ઊંઘ' મધુકર પાછો ઊડીને કમળની પાસે ગયો. અને બોલ્યો. 'હું ત્હને હાલરડાં ગાઈને ઊંઘાડીશ અને મ્હારી પાંખો વડે પવન નાંખીશ.' પણ કમળે કહ્યું 'તેતો મ્હને રાત્રિ તરફથી મળેછે. તું શું આપતો હતો ! જા, ફરી વિચાર કરચ.'

આખરે નિરાશ થઈ મધુકર ઊડી ગયો, અને મ્હોટેથી બોલવા લાગ્યો,–'આ અનુદાર અને તરંગી કમળને તે મ્હારી પાસેથી શું જોઈતું હશે ? મ્હને 'કાંઇ સમઝણ પડતી નથી' સુભાગ્યે, આ ત્હેનું વચન તે વનમાં વસતા યોગીને કાને પડ્યું. તે યોગી પશુ પક્ષી જીવ જંતુઓની ભાષા સમઝતો હતો. ત્હેણે મધુકરને બોલાવ્યો, અને કમળને શું જોઇતું હતું તે કહ્યું. મધુકર તે સાંભળી ખુશ થયો, કમળને જે જોઈતું હતું તે આપ્યું. એટલે કમળ ઊઘડ્યું. અને અમૃત લેવા દીધું.

"હવે રાજકુમારી ! તે મધુકરે કમળને શું આપ્યું

તે કહો.” એટલું કહી રસકોશ ચૂપ રહ્યો. રાજકન્યા લજ્જાયુક્ત થઈને બોલી “મધુકરે કમળને ચુમ્બન આપ્યું.”

આટલું કહી તે ઊઠી અને રાજા સ્હામે જોયા વગર ત્હાંથી ચાલી ગઈ. રાજા અને રસકોશ પોતાના ખંડમાં ગયા.

## સોળમો દિવસ.

### નાગની ફણામાંનું રત્ન.

પછી રાજાએ નિરાશા અને ઉન્માદથી રસકોશને કહ્યું, “મ્હારા મિત્ર રાજકુમારી તો જવાબ દીધે જ જાયછે. અને તેથી હવે આપણા પાંચ જ દિવસ રહ્યાછે, તોપણ આજનો ત્હેનો ઉત્તર તો હેવો હતો, કે મ્હારું રાજ્ય આપીને પણ એથી જુદો ઉત્તર મ્હને ઇષ્ટ ના થાત.

તેથી હું ત્હને ક્ષમા કરુંછું. તે રાજકુમારીને તે

ઉત્તર દેતાં લજ્જાથી ગૂંચવાડામાં પડેલી જોઇને મ્હારું હૃદય ચીરાઇ જતું હતું; અને મ્હને તો લાગેછે કે તે મ્હને પ્રતિકૂળ નહિં થાય. પણ રાત્રિ મ્હારે શી રીત્યે કાઢવી. તે સમઝાતું નથી. ત્હેની છબી પ્હેલાં તો મ્હારા કામજ્વરથી તપ્ત હૃદયને શાન્તિ આપતી હતી. પણ હવે તો તે જોઈને મ્હારા હૃદયમાંનો અગ્નિ વધારે પ્રજળેછે." તે રાત્રિયે રાજાએ, ઘડીકમાં છબી સ્હામું જોયા કરે અને ઘડીકમાં તે ફેંકી દે એમ કર્યા કર્યું. સૂર્યોદય થતાં તે ઊઠચો. અને મહા મહેનતે આખો દિવસ ત્હેણે રસકોશની સાથે ઉદ્યાનમાં ગાળ્યો. સૂર્યાસ્ત થતાં તે બે જણા રાજકન્યાના દર્શનગૃહમાં ગયા. ત્ય્હાં તે રાજકન્યા મોતી જેવા ઘેરા ધોળા રંગની સાડી તથા તે જ રંગની અકીક જડિત કંચુકી મુકુટ તથા બીજા સર્વ અલંકારો પ્હેરીને પોતાના આસન ઉપર બેઠી હતી. રાજા સ્હામે ત્હેણે શરમાતે શરમાતે દૃષ્ટિ નાંખી, પણ રાજા તો સ્તબ્ધ થઈને પા-

સેના આસન ઉપર જઈને બેઠો. પછી રસકોશ આગળ આવ્યો અને બોલ્યો.

"હે ભગવતિ, કોઇ એક નગરના કિલ્લાની બ્હાર એક મોટું પવિત્ર વડનું વૃક્ષ હતું. ત્હેના મૂળ આગળ મ્હોટી બખોલ હતી. ત્હેમાં એક કાળો નાગ રહેતો હતો દરરોજ તે બ્હાર આવી તડકામાં ગુંચળું વળીને બેસતો અને તે નગરના લોકો ત્હેને દૂધ અને મેવા મીઠાઇ ચઢાવતાં તે નગરમાં એક ધનવાન્ ઝવેરી રહેતો હતો ત્હેને એક ઘણી જ રૂપવતી પુત્રી હતી તે જવાહિર તથા રત્નોની ઘણી જ શોખીન હતી અને ત્હેની પાસે જાત જાતનાં રત્નો હતાં પણ એક રત્ન ત્હેની પાસે નહોતું તે રત્ન નાગની ફણામાંનું જ રત્ન, તે મેળવવાની ત્હેની એટલી બધી ઇચ્છા હતી કે ત્હેની સરખામણીમાં પોતાની પાસેનાં રત્નો ત્હેને કીમત વિનાનાં લાગતાં હતાં. તે છોકરીએ પેલા પૂજનીય નાગની વાતો સાંભળી અને હેના રત્નનો લોભ લાગ્યાથી ત્હેણે ચાંડાલ

જાતિના એક માણુસને અમુક પૈસા આપવાનું ઠરાવીને, પેલા નાગને મારી ત્હેની ફણામાંનું રત્ન આણવા મોકલ્યો. તે રત્ન મળ્યા પછી જાણે પોતાના જીવનનું ઉત્તમોત્તમ ફળ પોતાને મળ્યું હોય તેટલો આનંદ પેલી છોકરીને થયો. અને તે રત્નને પોતાના વાળમાં ચૂડામણિ તરીકે પ્હેરવા લાગી.

પણ નાગ લોકોના રાજા વાસુકિને, તે નાગના મરાયાની ખબર પડી તેથી તે બહુ ક્રોધાયમાન થયો, અને ત્હેને મરાવનારને સજા કરવાનો નિશ્ચય કર્યો. તેથી ત્હેણે મનુષ્યનું રૂપ લીધું. અને તે નગરમાં જઈને રહ્યો. તપાસ કરાવતાં ત્હેને ખબર પડી કે તે રત્ન તે જ નગરમાંના એક ઝવેરીની પુત્રી પાસે હતું, તેથી ત્હેણે એક સૌન્દર્યવાન્ અને જુવાન ઝવેરીનું રૂપ લીધું. અને પેલા ઝવેરીના ઘર પાસે જ એક મકાન ભાડે રાખી ત્હેમાં એક મુસાફરી કરતા ફરતા ઝવેરી તરીકે રહ્યો. પછી પોતાને ત્હાં ઘણુંખરું મ્હોટા જમણવાર કરવા લાગ્યો. થોડા સમય

પછી પેલા ઝ ેરી સાથે ત્હેને ઓળખાણ થવાથી ત્હેને ત્હેણે કેટલાંક અમૂલ્ય અને કવચિત જ મળે ત્હેવાં રત્નો મોકલાવ્યાં. પછી ધીમે ધીમે તે ઝવેરીની પુત્રી માટે માગુ કર્યું. પેલો ઝવેરી તો આ સાંભળી ખુશ થઈ ગયો. અને આવો સારો તવંગર જમાઈ બીજો નહિં મળે, એમ ધારી માગું કબૂલ રાખ્યું પેલા ઝવેરીએ પોતાની પુત્રીને આ વાત જણાવી તે તો હર્ષથી ઘેલી જ થઇ ગઈ. કારણ પેલા તરુણ સૌન્દર્યવાન્ ઝવેરીને ત્હેણે ઘણીવાર બારીએથી જોયો હતો. અને ત્હેનાં વખાણ પણ બહુ સાંભળ્યાં હતાં તે છોકરીએ તો ધાર્યું કે હવે તો પોતાને રત્નનો સાગર જ મળી જશે.

લગ્નનો મંગળ દિવસ નક્કી કરવામાં આવ્યો તે દિવસ સૂધી તરુણ ઝવેરીને વેશે રહેલો નાગનો રાજા, રોજ પોતાની ભાવિ પત્નીને રત્નોના ટોપલાના ટોપલા મોકલાવ્યે જ જતો હતો આથી પેલી છોકરી તો ઘણી જ હર્ષ પામતી ગઈ. લગ્નનો દિ-

વસ આવ્યો, લગ્ન વિધિ થઈ ગયો. પછી વરકન્યા પોતાને ઘેર ગયાં, પેલા તરુણ ઝવેરીએ પોતાની નવોઢાને તેડીને પલંગમાં સુવાડી અને ત્હેને ત્હેનું નામ દઈ બોલાવી. ત્હેણે ફરીને પોતાના પતિ સ્હામે જોયું તે વખતે ત્હેના મુખ ઉપર સ્મિત જણાયું.

સ્મિતના જણાવાની સાથે જ ત્હેના મ્હોમાં ઝીણી, પાતળી, ન્હાની સાપના જેવી જીભ હાલતી જોઈ.

સ્હવારના પહોરમાં વરકન્યાને જગાડવાને વાદ્ય વાગવા લાગ્યાં દહાડો ચઢતો ગયો પણ કોઇ બહાર આવ્યું નહિં. આથી પેલો ઝવેરી (કન્યાનો પિતા) અને ત્હેના મિત્રો ગભરાયા તે પેલા ઝવેરીના ખંડ આગળ ગયા અને બારણું તોડીને ઉઘાડયું કારણ અંદરથી તાળું વાશેલું હતું. અંદર જુવેછે તો, પેલી નવોઢા પુત્રી પલંગ ઉપર મૃત અવસ્થામાં, પડેલી જણાઈ તે ખંડમાં તે એકલી જ હતી અને ત્હેની છાતી ઉપર બે ડંખ હતા. આખા ખંડમાં જોયું તો પણ વરરાજા મળે નહિં પણ એકાએક પથારીમાંથી

એક કાળો નાગ નિકળી આવ્યો અને ભીંત્યમાં એક દર હતું તેમાં પેશી ગયો. અને અદૃશ્ય થઈ ગયો.

"હવે રાજકુમારી, પેલા ઝવેરીની પુત્રીને મોહ પમાડે એવું તે નાગની ફણામાંના રત્નમાં શું હતું તે મ્હને કહો." એટલું કહી રસકોશ ચૂપ રહ્યો. પછી રાજકન્યા બોલી, "તે રત્નમાં કાંઇ આકર્ષે એવું હતું નહિં, તેમ ત્હેનામાં કાંઇ જાદૂઈ શક્તિ પણ નહોતી પણ પેલી છોકરી પાસે તે જ રત્ન નહોતું, તેથી ત્હેને માટે ત્હેને મોહ થયો હતો. કારણ સ્ત્રીઓનો સ્વભાવ જ ત્હેવો હોયછે. પોતાની પાસે જે કાંઇ હોય ત્હેની ત્હેમને મન કિંમત હોતી નથી અને પોતાની પાસે ના હોય ત્હેને માટે ઇચ્છા કરી અસંતુષ્ટ રહેછે."

આટલું બોલી રાજકન્યા ઊઠી અને રાજા તરફ જોઈ નિઃશ્વાસ નાંખી ચાલી ગઈ રાજા અને રસકોશ પોતાના ખંડમાં ગયા.

# સત્તરમો દિવસ.

## રાજાનું સ્વપ્ન.

પછી રાજાએ રસકોશને કહ્યું. "મ્હારા મિત્ર, હવે તો કાંઇ શંકા રહી નથી. મ્હારું આવી બન્યુંછે. કારણ રાજકુમારીની બુદ્ધિનો પરાજય થવો અશકય છે. પણ હજી પણ તે બોલી અને નિઃશ્વાસ નાંખ્યો, તે પોતાનાં વચન મ્હને ઉદ્દેશીને હોય એમ જણાવવા માટે હશે એમ મ્હને તો લાગેછે; પછી હું મોહાન્ધ થયો હોઉં ત્હેને લીધે તેમ લાગતું હોય તો કોણ જાણે. અરે ! શું હું ત્હેને નહિં મેળવી શકું ? આ વિચારથી મ્હારી બુદ્ધિ લુપ્ત થતી લાગે છે. પછી તો મદથી મસ્ત થયેલો હાથી પોતાના મિત્ર મ્હાવતને જેમ ક્રૂરતાથી મારી નાંખેછે. તેમ ત્હારો હું નાશ કરીશ. અને મ્હારી પોતાની સ્થિતિ તો મોત કરતાં પણ વધારે દુઃખકારક થશે. કારણ

મ્હને ન મળનારી વ્યક્તિ. રોજ મ્હારી નજરે આ-
વશે. અને હું તો રીબાઈ રીબાઈને મરીશ. અન્નના
ભંડાર સ્હામે જ હું ભૂખથી મરી જઇશ. જે છબીએ
મ્હને આવી સ્થિતિયે આણ્યોછે, અને જે ચિત્રકારે
તે છબી ચીતરીછે, તે બંનેને ધિક્ છે. કારણ છબી
અને રાજકુમારી પ્રત્યક્ષ એ બે વચ્ચે ઘણો જ તફા
વતછે. રાજકુમારી જાતે તો માયાળુ છે. પણ ત્હેના
બુદ્ધિ ચાતુર્યનું રૂપ લઇને વિધાત્રી તે જે આશા-
ઓને ઉત્તેજન આપી પૂરી પાડી શકત તે જ આશા-
ઓને નિષ્ફળ કરેછે." તે રાત્રિયે રાજાએ છબી
સ્હામે જોવાનું પણ ટાળવાનો પ્રયત્ન કર્યો. અને
અસ્વસ્થતામાં રાત્રિ કાઢી. સૂર્યોદય થતાં તે ઊઠયો
અને ત્હેણે રસકોશની સાથે આખો દિવસ ઉદ્યાનમાં
કાઢયો. સૂર્યાસ્ત સમયે તે બે જણા રાજકન્યાના
દર્શનગૃહમાં ગયા ત્યહાં તે રાજકન્યા, કપિશ
વર્ણની સાડી તે જ રંગની તૃણમણિ જડિત કંચુકી
મુકુટ તથા બીજા સર્વ અલંકારો પ્હેરી પોતાના

આસન ઉપર બેઠી હતી ત્હેની આંખ્યો ઊંઘના અભાવે લાલ હતી. ત્હેણે રાજા સ્હામે જોયું, પણ રાજાતો ત્હેના સૌન્દર્યથી ચકિત થઈ પાસેના આસન ઉપર બેઠો પછી રસકોશ આગળ આવ્યો અને બોલ્યો.

"ભગવતિ, કોઇએક સમયે, એક રાજા હતો. તે પોતાનાં રાજ કર્તવ્યો તરફ બેદરકારી બતાવતો હતો, બ્રાહ્મણોની દરકાર રાખતો નહોતો, શિકાર, મદ્ય-પાન, અને દુરાચારમાં તથા સુન્દર રમણીઓના સહ-વાસમાં આખો વખત ગુમાવતો હતો. કોઇ પણ ત્હેને તે વિશે કાંઇ કહેતું, તો ત્હેને તે દેશપાર કરાવતો. દિવસે દિવસે ત્હેની સ્થિતિ વધારે ને વધારે ખરાબ થતી ગઇ; કેમકે અસંતોષ અને અતૃપ્તિ તથા સંતૃપ્તિયે હેને ઘેર્યો, અને દુઃખનીયન્ત્રણામાંથી છુટવાનો ઉપાય વધારેને વધારે નિન્દ્ય દુરાચારોમાં પડીને વિચાર શક્તિને ગુમ કરી નાંખવામાં સોધ્યો.

એક વખતે તે શિકારે ગયો. મૃગયાની ધૂનમાં ને ધૂનમાં તે પોતાના મહેલથી ઘણો દૂર જતો રહ્યો.

અને એક ગાઢ વનમાં ગયો, અને સૂર્યાસ્ત થયો. રાત્રિ ક્ય્હાં અને કે'વી રીત્યે કાઢવી. ત્હેનો એ વિચાર કરતો હતો તેટલામાં, એક વૃદ્ધ યોગીની પર્ણકુટી આગળ તે આવી પહોંચ્યો. પોતાના અનુચરોને છોડી દઈ તે પેલા સત્કારશીલ યોગીની પર્ણકુટીમાં રાત્રિ રહ્યો. કંદ અને વનફળ ખાધાં, અને રાત્રે કુશ ઘાસની શય્યા ઉપર સૂતો.

ઊંઘમાં ત્હેને સ્વપ્ન આવ્યું કે પોતે એક મ્હોટી નદીને તીરે ઊભોછે. તે ઊભો હતો તે જ જગ્યાએ અંધકારમાંથી પ્રકાશી નિકળતા સૂર્યનો પ્રકાશ પડતો હતો. ત્હેના હાથમાં એક બી હતું, તેણે પોતે એક ખાડો ખોદયો, અને બી ત્હેમાં રોપ્યું નદીમાંથી પાણી લઈ ત્હેને સીંચ્યું. તે બીમાંથી એક છોડ થયો, થોડા સમયમાં ત્હેનું એક મ્હોટું વૃક્ષ થયું. ત્હેને પાંદડાં તથા ફૂલ થયાં, અને આખરે ફક્ત એક ફળ ત્હેના ઉપર આવ્યું. તે ફળ દિવસે દિવસે મ્હોટું થતું ગયું. અને તુંબડા જેટલું મ્હોટું થયું. મ્હેલાં તે લીલ-

મના જેવું લીલા રંગનું થયું. પછી માણેકની પેઠે લાલ રંગનું થયું. અને સૂર્યના પ્રકાશથી ચળકવા લાગ્યું. તે ભારે હોવાથી લચી પડ્યું અને તે રાજાનો હાથ પ્હોચે તેટલું નીચું આવ્યું. તેથી રાજાએ હાથ લંબાવી તે તોડ્યું, અને ખાધું.

બીજી જ ક્ષણે અંધકારમાં એક રાક્ષસી કદનો હાથ ત્હેની નજરે પડ્યો. ત્હેણે રાજાને પકડ્યો. અને ઘણી જ ત્વરાથી ત્હેને તે લઈ ગયો. અને એક ભયંકર ઊંડાણ વાળી ખીણ ઉપર ઝીણી દોરી વડે ત્હેને લટકાવ્યો. નીચે જુવેછે તો ભયંકર ઊંડાણ, ઉપર જુવેછે તો એક ગીધ દોરી કરડી ખાવાની તૈયારીમાં છે. આસપાસ જુવેછે તો ગાઢ અંધકાર સર્વત્ર વ્યાપી રહેલો છે. આ સર્વ જોઈ ત્હેનું હૃદય બરફ જેવું ઠંડું થઈ ગયું. હાથ પગમાં બળતરા થવા લાગી. આવી સ્થિતિમાં અગણિત વર્ષો વીત્યાં એમ ત્હેને લાગ્યું. પછી એકદમ તે ચીસ પાડીને જાગી ઊઠ્યો. અને જુવેછે તો પેલા યોગીને, પર્ણકુટીના

છાપરામાંથી આવતા ચન્દ્રના અજવાળામાં ઊભો રહેલો દીઠો. તે યોગી ધ્યાનમગ્ન હતો. અને કાંઇક બડબડતો હતો.

પાછો રાજા ઊંઘી ગયો અને પાછું હ્હેને સ્વપ્ન આવ્યું કે પોતે એક બી રોપ્યું પાણી પાયું અને હ્હેમાંથી એક વૃક્ષ થયું. તે વૃક્ષને પાંદડાં તથા ફૂલ આવ્યાં અને એક ફળ થયું. તે પેલા ફળની પેઠે જ લીલું અને લાલ થયું હતું. આ વખતે પણ તે ફળ રાજાનો હાથ પહોંચે તેટલે આવીને ઝૂકી રહ્યું. હ્હેણે તે તોડયું, અને ખાધું બીજી જ ક્ષણે રાજા અવર્ણનીય સુખ અનુભવવા લાગ્યો. હ્હેના આત્માને શાન્તિ મળી. અને તે ભર ઊંઘમાં પડયો. અને સ્હવારે પેલા યોગીએ પર્ણકુટીમાં સૂર્યનાં કિરણો આવ્યાં, ત્ય્હારે ઉઠાડયો ત્ય્હારે તે ઊઠયો. પછી રાજા ઘેર ગયો; અને પોતાની વર્તણુક સુધારી દીધી.

"હવે રાજકન્યા, તે રાજાએ પોતાની વર્તણુક શા માટે બદલી દીધી. તે મ્હને કહો." એટલું કહી

રસકોશ ચૂપ રહ્યો. પછી રાજકન્યા બોલી. "ત્હેને ભય લાગ્યો હતો. કારણ સ્વપ્નમાં દીઠેલું વૃક્ષ જે ત્હેનાં ખરાબ કૃત્યોનું વૃક્ષ હતું. ત્હેના ફળનો જે સ્વાદ તે ત્હેનાં ખરાબ કૃત્યોનો પરિપાક હતો. અને ત્હેની સજા કે'વી થશે ત્હેનો તો ફક્ત આછો ખ્યાલ જ ત્હેને સ્વપ્નમાં અનુભવેલા દુઃખથી આવ્યો હતો. પણ હેણે બીજી રીત્યની ઝિંદગી ગાળી હોત અને પાપને બદલે પુણ્યનો સંચય કર્યો હોત તો તે બીજી વાર સૂતો તે વખતે હેનું વ્યક્ત જીવન લુપ્ત કરનારી ગંભીર નિદ્રાને મળતું મોક્ષનું સુખ અન્તે પ્રાપ્ત કરત."

એમ કહી અશ્રુ પૂર્ણ આંખ્યો વડે રાજકન્યાએ રાજા સ્હામે જોયું, અને ત્યહાંથી ઊઠીને ચાલી ગઈ રાજા અને રસકોશ પોતના ખંડમાં ગયા.

# અઢારમો દિવસ.

## પ્રેમ અને મૃત્યુ.

પછી રાજાએ રસકોશને કહ્યું, "મ્હારા મિત્ર; ખરે હું મ્હારાં પૂર્વ જન્મનાં પાપનાં ફળ આ જન્મમાં ભોગવું છું. કારણ હવે ફક્ત ચાર જ દિવસ રહ્યાછે. ત્હેં કહ્યું હતું તેમ જ હું પણ ઊંડી ખીણુની ઉપર લટકી રહેલો છું, અને હૃદય તે બરફ જેવું ઠંડું થયુંછે. કારણ કે મ્હને તો લાગેછે કે રાજકન્યા કસોટીમાંથી સફળ થઈ નીકળશે. ત્હારા બુદ્ધિયુક્ત સવાલોરૂપી તીર રત્ન જડિત કંચુકીને બદલે જાણે કે લોખંડનું બખ્તર પ્હેરીને ન બેઠી હોય તેમ ત્હેને અથડાઈ પાછાં આવેછે. ત્હેની છબી તો હવે મ્હને વિષરૂપ થઈ છે, અને સ્હવાર પ્હેલાં મ્હારો તે અન્ત આણશે." આમ રાજાએ તે રાત્રિ નિરાશામાં કાઢી અને છબી તરફ પૂંઠ ફેરવીને બેશી રહ્યો. સૂર્યો-

દય થતાં તે ઊઠયો. અને જેમતેમ આખો દિવસ ત્હેણે રસકોશની સાથે ઉદ્યાનમાં કાઢયો. સૂર્યાસ્ત સમયે તેઓ રાજકન્યાના દર્શનગૃહમાં ગયા. ત્યહાં તે રાજકન્યા લોહિત રંગની સાડી તે જ રંગની મુક્તા જડિત કંચુકી મુકુટ અને બીજા સર્વ અલંકારો પ્હેરી પોતાના આસન ઉપર બેઠી હતી. ત્હેણે રાજા સ્હામે જોયું અને ફૂલની પેઠે માથું નીચું નાંખી દીધું. રાજા તો ત્હેના સૌન્દર્યથી ચકિત થઈ. મુગ્ધ થઈ પાસેના આસન ઉપર જઇને બેઠો. પછી રસકોશ આગળ આવ્યો અને બોલ્યો.

ભગવતિ, કોઇ એક પ્રેમી પુરૂષ પોતાની પ્રિયાના મૃત્યુથી શોક કરતો કહેવા લાગ્યો, 'હે મૃત્યુ તું બલવાન્ છે, પણ પ્રેમ! તું ત્હેના કરતાં પણ બલવત્તરછે.' આ ત્હેનું બોલવું યમે સાંભળ્યું. તેથી ત્હેણે જે દેવના ધનુષ્યની પણછ મધમાખીઓની બનેલીછે, તે દેવ (કામદેવ) ને કહ્યું, 'જો પેલો મૂર્ખ માણુસ શું લવેછે?' પણ કામદેવે કહ્યું, 'ના

તે કહેછે તે લવારો નથી પણ સત્ય જ છે. હું ત્હારા કરતાં વધારે બલવાનછું.’ તેથી તે બે જણા વચ્ચે તકરાર થઈ. થોડી વાર રહી કામદેવે કહ્યું, ‘ફક્ત બોલીને તકરાર કરવામાં શો ફાયદોછે? ચાલો, આપણે આપણી શક્તિની પરીક્ષા કરવા પ્રયોગ કરી જોઈએ, યમે તે કબૂલ કર્યું. પોતાના પ્રયોગો અજમાવવા ત્હેમણે ત્રણ વાનાં પસંદ કર્યાં, એક શૂરવીર યોદ્ધો, ન્યગ્રોધ વૃક્ષ અને એક યોગીનું હૃદય.

પછી યમ વૃક્ષ પાસે પ્હેલો ગયો. અને ત્હેનાં મૂળને મૃત્યુવશ કર્યાં. પણ જે’વાં મૂળ નાશ પામ્યાં કે તરત જ કામદેવની સ્ફુરણાથી પ્રેરાઈ ડાળીઓએ વડવાઈઓ નીચી નાંખી. અને તે જમીનમાં મળી જઈ બીજાં નવાં થડ થયાં, અને ત્હેની નવી ડાળીઓ થઈ અને તે પ્રમાણે વૃદ્ધિ થવા માંડી. તેથી આખરે યમ થાકી ગયો, અને પોતાનું કામ ત્હેણે બંધ કર્યું, અને વૃક્ષ પાછું પ્હેલાં જેવું મજબૂત થયું. પછી કામદેવ બોલ્યો. ‘જુઓ હું જીત્યો છું.’ પણ યમે

કહ્યું. 'હજી થોભો જરા'. પછી તે લઢાઇ લઢતા એક શૂરવીર યોદ્ધા પાસે ગયો. અને હેને મૃત્યુવશ કર્યો, પણ **સ્મરદેવથી** પ્રેરાઈ, તે દેશના લોકોએ તે વીર પુરુષના મૃત્યુ માટે ઘણો શોક કર્યો. અને હેના સ્મરણ ચિન્હ તરીકે એક મ્હોટો સ્તંભ ઊભો કર્યો. કવિયોએ હેની વીરતાનાં વખાણ ગાયાં, માવરો તે વીર પુરુષના નામે પોતાના પુત્રોનાં નામ રાખવા લાગી, અને મંદિરોમાં પણ તે દેવની પેઠે પૂજાવા લાગ્યો. પછી કામદેવે પાછું કહ્યું. 'જુવો હું ફરી વિજયી નીવડયોછું. હું બલવત્તર છું તે હવે તો કબૂલ કરો." પણ **યમે** કહ્યું, 'હજી જરા થોભો.' એમ કહી તે મહા તપ કરતા યોગી પાસે ગયો, અને હેના હૃદયને આઘાત કરીને મૃત્યુવશ કર્યું. તેમ થતાં જ હેના હૃદયમાં કામદેવે પ્રવેશ કર્યો, અને વાસના પુનઃ પુનઃ જાગૃત થઈ, વિષયો ઉપર આસક્તિ નવી નવી જોડાઈ, અને આમ એ યોગીના હૃદયમાં યુદ્ધ સતત ચાલૂ રહ્યું;-સંસાર ભણી **મૃતવત**

અને વળી જીવંત અને સંસાર સુખોને વશ, એમ વારા ફરતી થતું ગયું.

પછી કામદેવે કહ્યું,–'જુઓ ફરી હું વધારે બળવાન નીવડચો છું. મ્હારો વિજય થયોછે, હવે તો કબૂલ કરચ કે હારી ગયો.' પણ યમ કહે 'આ બધા દાખલા છતાં હું વધારે બળવાનછું. અને પેલો પ્રેમી પુરુષ લવારો જ કરતો હતો. આ સાંભળી કામદેવ હસ્યો. અને યમની મશ્કરી કરવા લાગ્યો.

"હવે રાજકન્યા એ બેમાંથી વધારે બળવાન્ કોણ હતો તે કહો." આટલું કહી રસકોશ ચૂપ રહ્યો. પછી રાજકન્યા ફીકી પડી ગઈ, અને બોલી,–"કામદેવ કપટી છે. અપ્રમાણિક જુગારીની પેઠે ત્હેણે પોતાને અનુકૂળ જ પડે ત્હેવા પાસા વાપર્યા હતા. કારણ અમુક દાખલાઓમાં, અને અમુક વખતે તે બળવાન્ નીવડેછે; બધા દાખલા સમય અને સ્થાન ઉપર આધાર રાખેછે એમ જાણીને જ કામદેવે યમની સાથે ચડસા ચડસી કરી હતી. તે છતાં યમ

વધારે બળવાનછે, કારણ કાળ તેજ યમછે, અને કાળને આદિ અન્ત હોતાં નથી. અને જે બળને કાળની સીમા નથી. તે બળ શી રીત્યે મપાય? એક ન્હાના કુમ્ભમાં કાંઇ ગંગા નદીનો અવિરત પ્રવાહ ભરી શકાશે?"

એટલું કહી રાજા તરફ શોકમય દૃષ્ટિ કરી, રાજકન્યા ત્યહાંથી ઊઠીને ચાલી ગઇ. અને રાજા અને રસકોશ પોતાના ખંડમાં ગયા.

## ઓગણીસમો દિવસ.

### કૃતાકૃત.

પછી રાજાએ રસકોશને કહ્યું,—"મ્હારા મિત્ર, મ્હને લાગે છે કે હવે મ્હારે મ્હારા સુખને તિલોદક આપવાનો સમય પાસે આવ્યોછે. કારણ હવે ફક્ત ત્રણ જ દિવસ બાકી રહ્યાછે. અને મ્હને

ખાતરી છે કે તે દિવસો ત્હેની પ્હેલાંના દિવસોને માર્ગે જશે, અને હું પણ મ્હારા પૂર્વજોને માર્ગે જઈશ, પછી મ્હારા ભાગ્યનો સૂર્ય સદા અસ્ત પામશે. અહો ! મ્હારી પ્રિયાએ જે વખત ભય પામેલી હરણીની પેઠે મ્હારી સ્હામું જોયું તે વખતે ત્હેની આંખ્યો ઉપરથી મ્હને મ્હારું ભવિષ્ય જણાઈ ગયું. અરે, તે ગમે તો આના કરતાં ઓછી રૂપવતી અથવા ઓછી બુદ્ધિમતી હોત તો કેવું સારું થાત ! કારણ આ બે ગુણોનો સંયોગ મ્હારો નાશ કરનાર છે. જા, ત્હેની છબી મ્હારી સ્હામેથી લઈ જા મ્હને તે અગ્નિની પેઠે બાળેછે". તે રાત્રિયે રાજાએ તો લવારી જ કર્યા કરી. સૂર્યોદય થતાં તે ઊઠયો અને જેમ તેમ કરી આખો દિવસ ઉદ્યાનમાં ત્હેણે રસકોશની મદદથી કાઢયો. સૂર્યાસ્ત સમયે તેઓ રાજકન્યાના દર્શનગૃહમાં ગયા. ત્ય્હાં તે રાજકન્યા સોનેરી કસબથી ભરેલી સાડી તે જ કપડાની વૈડૂર્ય મણિ જડિત કંચુકી, મુકુટ અને બીજા સર્વ અલંકારો

મ્હેરી પોતાના આસન ઉપર બેઠી હતી. ત્હેણે રાજા સ્હામું જોયું ત્ય્હારે જણાઈ આવ્યું કે ત્હેની આંખયો-માં હર્ષ અને શોક વચ્ચે સ્વામિત્વ માટે યુદ્ધ ચાલતું હતું રાજા તો ત્હેનું અનુપમ સૌન્દર્ય જોઈ સ્તબ્ધ અને મૌનયુક્ત થયો. અને પાસેના આસન ઉપર જઈને બેઠો. પછી રસકોશ આગળ આવ્યો અને બોલ્યો.

"હે ભગવતિ ! કોઇ એક સમયે કૃતાકુત નામનો એક બ્રાહ્મણ હતો, તે વેદાભ્યાસ તજીને કુપથે ચાલતો હતો. જુગારીઓ વેશ્યાઓ અને ચાંડાળોની સોબતમાં રહેતો હતો, રાતે સ્મશાનભૂમિમાં જતો, અને ભૂત, પિશાચ, વૈતાળ, વગેરે સાથે રહી અપવિત્ર મંત્રો, જાદુ વગેરે શીખતો. એક રાત્રિયે જય્હારે ચિતાઓના ભડકા સળગતા હતા. શબના દહનથી ધૂમાડાઓ નીકળતા હતા, તે વખતે ત્હેના ઓળખીતા એક વૈતાળે આવી તે બ્રાહ્મણને કહ્યું. મ્હને ભૂખ લાગીછે મ્હને તાજું માંસ ખાવા માટે

આણી આપ્ય નહિં તો હું ત્હને ચીરી ખાઇશ.' કૃતાકૃતે કહ્યું ' હું લાવું પણ ત્હેનો કાંઇ બદલો ! એમને એમ કાંઈ નહિં મળે'. વૈતાળે કહ્યું મ્હને તરતનો જ મારેલો એક બ્રાહ્મણ આણી આપે, તો મરેલાંને જીવતાં કરવાનો જાદુ હું ત્હને શીખવું.' પણ કૃતાકૃતે કહ્યું 'એટલેથી કાંઈ બસ ના થાય.' આમ સ્મશાનભૂમિમાં ભાવતાલ ઠરાવવાનું ચાલ્યું. આખરે પેલા વંઠેલા બ્રાહ્મણે કહ્યું,–'મ્હને એવા પાસા આપ્ય કે તે હંમેશાં મ્હને જુગારમાં જીતાડે. તો હું ત્હને ત્હારે જોઇતું માંસ આણી આપું.' વૈતાળે કહ્યું, 'अस्तु'. પછી કૃતાકૃત ગયો. અને બીજો રસ્તો ન સૂઝવાથી પોતાના સગા ભાઇને છૂપી રીતે મારી નાંખ્યો. અને પછી ત્હેના શબને રાત્યે સ્મશાનભૂમિમાં લઈ ગયો. વૈતાળે પોતાના વચન પ્રમાણે પાસા આપ્યા, તથા પેલો જાદુઈ મંત્ર શીખવ્યો.

થોડા સમય પછી કૃતાકૃતે વિચાર કર્યો કે 'લાવ્ય પેલા વૈતાળે શીખવેલો જાદુઇ મંત્ર સિદ્ધિ કરેછે કે

નહિં તે અજમાવી જોઉં.' તેથી ત્હેણે એક ચાંડાલનું શબ પેદા કર્યું અને મધ્ય રાત્રિયે ત્હેને સ્મશાનભૂમિમાં લઈ ગયો. અને જમીન ઉપર સુવાડી પેલો જાદુઈ મંત્ર ભણવા માંડયો. અડધો મન્ત્ર ભણ્યા પછી ત્હેણે તે શબ તરફ જોયું, તો ત્હેનો ડાબો હાથ ડાબો પગ, અને ડાબી આંખ્ય સજીવ થઇ ભયંકર રીત્યે હાલતાં જોયાં, અને જમણી તરફના બધા અવયવો મૃત અવસ્થામાં જ હતા. આ દેખાવ જોઇ ત્હેને ઘણો જ ભય લાગ્યો, અને તેથી તે બાકીનો મંત્ર ભૂલી ગયો, ને કૂદીને ઊઠયો અને ત્યહાંથી ન્હાસવા મંડયો. શબ પણ ફાળ ભરીને ઊભું થયું. ત્હેનો અર્ધો ભાગ જે મૃત અવસ્થામાં હતો ત્હેમાં વૈતાળે પ્રવેશ કર્યો, અને તે શબ એક પગે ખોડંગતું ખોડંગતું એક આંખ ફેરવતું ऊनाधिका कृतमकृतम એ શબ્દો અસ્પષ્ટ રીતે બરાડતું ત્હેની પછવાડે દોડયું. પણ કૃતાકૃત પૂર ઝડપથી દોડયો, અને પોતાને ઘેર ગયો. અને પથારીમાં ધ્રૂજતો

ધ્રૂજતો પડયો. અને નિદ્રાવશ થયો. થોડા સમય પછી કાંઇક અવાજ સાંભળી એકાએક જાગ્યો, અને બારણું ઊઘાડું જોયું, અને પેલા ચાંડાળનું શબ અંદર આવ્યું. અને એક પગ ઉપર કૂદતું કૂદતું, ડાબી આંખ્ય ફેરવતું, અને ભયંકર રીત્યે ऊनाधिका क्रतमक्रतम करीने બરાડતું ત્હેની પાસે આવ્યું. કૃતાકૃત છલંગ મારી પથારીમાંથી ઊઠયો, અને બીજે બારણેથી બ્હાર નાઠો. અને ઘોડા ઉપર બેશી એક દૂર ગામ ન્હાશી ગયો.

ત્ય્હાં ગયા પછી ત્હેણે વિચાર્યું કે 'હવે હું સહીસલામત છું.' તેથી જુગારખાનામાં રોજ જવા લાગ્યો. અને પેલા પાસાવડે રમીને પુષ્કળ ધન જીતવા લાગ્યો. અને તેથી ઘણી મોજ મઝામાં રહેવા લાગ્યો. એક રાત્યે જુગારખાનામાં બેશીને એ જુગાર રમતો હતો તેટલામાં ત્હેણે પોતાની પાછળ ઘસડઘસડ કરતો અવાજ સાંભળ્યો. પાછા ફરીને જોયું તો પેલા ચાંડાળના શબને, એક પગે કૂદતું ડાબી આંખ્ય

ક્રોધમાં ફેરવતું, અને ગર્જના જેવા અવાજથી **ऊनाधिकाकृतमकृतम** બોલતું પોતાની તરફ આવતું જોયું. ત્હેનો અડધો ભાગ જે મૃતાવસ્થામાં હતો, તે કોહી ગયો હતો અને લટકતો હતો. આ જોઇ કૃતાકૃત એકદમ ઊઠયો, અને કૂદકો મારીને ત્હાંથી બીજે બારણે બ્હાર નાઠો, અને એ શહેર તજીને ગયો, અને રાત દિવસ જંગલો વગેરેમાં થઇ પૂર વેગે દોડતો દોડતો, વારંવાર પાછળ નજર ફેંકતો ફેંકતો દોડયો; અને બીજે ગામ પ્હોચતા સૂધી શ્વાસ લેવાને પણ થોભ્યો નહિં. ત્હાં એ ગુપ્ત વેશે અને દરમાં પૂરાઇ રહ્યો હોય તેમ છૂપો રહ્યો. પેલા જુગારખાનામાંના જુગારીઓ હબક ખાઇને મરી ગયા.

પાછું થોડા સમય પછી જુગાર રમી રમીને કૃતાકૃતે ફરી ફરી ઘણું દ્રવ્ય એકઠું કર્યું. અને પાછો અમનચમનમાં રહેવા લાગ્યો. એક રાત્રિયે તે એક પોતાની પ્રિય ગણિકાને ઘેર બેઠો હતો. ત્હેવામાં ત્હેણે પાછો ઘસડઘસડ થતો અવાજ સાંભળ્યો. પાછો

વળીને જુવે છે તો પેલા ચાંડાળના શબને એક પગે કૂદતું, ડાબી આંખ્યમાંથી કોપની ઝાળ કાઢતું, અને રાવણના અવાજથી ऊनाधिकाकृतमकृतम् કરીને બોલતું ત્હેની તરફ આવતું દીઠું. ત્હેના શરીરનો અડધો ભાગ જે મૃતાવસ્થામાં હતો. તેતો માંસ સડી જઇ, લબડતો હતો. આ દેખાવ જોઇ પેલી ગણિકા તો ત્ય્હાંને ત્ય્હાં જ મરી ગઇ. અને કૃતાકૃત ઊઠયો અને છજામાં પડતા એક બારણેથી બ્હાર નીકળ્યો; અને ચાંડાલ હેની પાછળ વેગથી પડયો. અને બીજો માર્ગ ન જડવાથી કૃતાકૃતે ત્ય્હાંથી રસ્તા ઉપર પડતું મૂકયું. ત્ય્હાં તે પડવાથી છૂંદા-ઇને મરી ગયો.

"હવે રાજકન્યા, પેલું શબ જે શબ્દો બોલતું હતું ત્હેનો શો અર્થ હતો ? તે મ્હને કહો." એટલું કહી રસકોશ ચૂપ રહ્યો. રાજકન્યાએ કહ્યું. "ઓહો, એમાં કાંઇ કઠણ નથી. એકવાર કોઇપણ કામ શરૂ કરવાની ધૃષ્ટતા હોઈ તે શરૂ કરી, પૂરું કરવાની

જેમનામાં હિમ્મત નથી ત્હેવા નિર્બળ માણસો ધિક્કારને યોગ્યછે. તેઓ ઘણું જ થોડું કરી છોડી દે છે. અથવા તો હદપાર જતા રહી પોતાનો નાશ કરેછે. કેમકે સદ્‌ગુણી માણસો પાપને તદ્દન ટાળતા જ રહેછે. પાપમાં હિમ્મતથી પડનારા માણસો પોતાના કૃત્યનાં ફળ વેઠવાને તૈયાર હોય છે સદ્‌ગુણીને સ્વર્ગમાં, પરલોકમાં, ત્હેમના સદ્‌ગુણને માટે બદલો મળેછે; દુર્ગુણીને આ લોકમાં જ ફક્ત ક્ષણભંગુર વસ્તુઓની પ્રાપ્તિ થાયછે. પણ સદ્‌ગુણી થવાની હિમ્મત, અથવા દુર્ગુણી થવાની ધૃષ્ટતા જેમનામાં નથી હોતાં, ત્હેવા ડરકુ માણસો પાપના ભાનથી નબળાઈ વડે જ સજા ભોગવેછે, અને ઐહિક અને આમુષ્મિક બંને સુખો ખુએછે.”

આટલું કહી રાજકન્યા ઊઠી. અને રાજા તરફ જોવાનું કર્યાં છતાં ન જોયાનો ડોળ કરી ત્હાંથી ચાલી ગઈ. રાજા અને રસકોશ પોતાના ખંડમાં ગયા.

# વીસમો દિવસ.

## સમાપ્તિ.

પછી રાજાએ રસકોશને કહ્યું. "મ્હારા મિત્ર, આ અનુપમ સૌન્દર્યવતી સ્ત્રીના સૌન્દર્યથી મ્હને એક નાગના ડંખ જેવો ડંખ લાગ્યોછે. અને મ્હારા શરીરમાં ત્હેનું વિષ વ્યાપવા માંડ્યુંછે. હવે તો ફક્ત મ્હારે બે જ દિવસ જીવનના રહ્યાછે. કારણ ત્હારા છેલ્લા પ્રશ્નનો રાજકન્યાનો ઉત્તર તે મ્હારે મનતો દેહાન્ત દંડ જેવો જ થશે તે નિઃશસંય છે. અને તે ઉત્તર પણ દેશે જ તે પણ તેટલું જ નિઃ-સંશય છે. કારણ ત્હેની બુદ્ધિ તીવ્ર અસિધારા જેવી છે. ત્હારા પ્રશ્નરૂપી ગાંઠને તે કાપેછે. તેમ જ મ્હારા હૃદયને પણ કાપી નાંખેછે." તે રાત્રિયે રાજા શય્યા-માં સૂતો પણ નહિં અને નિરાશામાં બેશી રહ્યો. સૂર્યોદય થતાં તે ઊઠ્યો, અને એકલો ઉદ્યાનમાં

ગયો, અને ત્યહાં સૂર્યાસ્તનો સમય આવવાની બ્હીક રાખતો, છતાં પોતાની પ્રિયાને ફરી મળવાની ઉત્કંઠા રાખતો, ફરવા લાગ્યો; આમ પરસ્પર વિરુદ્ધ ભાવને લીધે હેનું હૃદય લગભગ દ્વિધાવિદીર્ણ થતું હતું. ત્હેણે વિનાયકને ઠપકો દેતે દેતે કહ્યું. "હે રાતી સૂંઢાળા ત્હેં મ્હને છેતર્યો. મ્હારા રસ્તામાંના સર્વ વિઘ્નો દૂર કરવાને બદલે આ રાજકન્યાની તીવ્ર બુદ્ધિરૂપી એક અટલ વિઘ્ન વચમાં મૂકીને ત્હેં મ્હારો માર્ગ રૂંધ્યો છે." પણ પછી પોતાને સંબોધીને કહેવા લાગ્યો; "આ નિરાશાનો વખત નથી. કૃતાકૃતની પેઠે મ્હારે મ્હારુ કામ અડધું પડતું મૂકવાને બદલે તે રાજકન્યા છોડી ન શકે ત્હેવો કોઇ કોયડો સોધી કાઢવો જોઇયે. અરે! પણ રસકોશ જ્યહાં નથી ફાવ્યો, ત્યહાં હું ફાવીશ ત્હેની શી આશા? કારણ રસકોશ વાર્તાઓનો સાગર હોય તેમ વાર્તાઓ રૂપે પ્રશ્નો સોધી કાઢવામાં જેવો ચતુર છે, ત્હેવી જ રાજકન્યા ઉત્તર દેવામાં કુશળ છે. ખરે,

આ સૌન્દર્યવતી સ્ત્રીના બુદ્ધિચાતુર્યની સ્હામે ટક્કર ઝીલવાને ફક્ત દેવ જ સમર્થ છે, કોઇ મનુષ્ય નથી.” પછી સરસ્વતીની પ્રાર્થના કરી કે “હે વાણીની દેવી! હવે તો ફક્ત ત્હારી કૃપા ઉપર મ્હારો આધાર છે. મ્હને સહાય થા! ગમે તો મ્હારી પ્રિયાનું મન ક્ષણિક વ્યાકુળતાથી ગૂંચવણમાં નાંખી દે, અથવા તો તે ઉત્તર ન દઈ શકે ત્હેવો મ્હને પ્રશ્ન સૂઝાડ. અરે, મ્હારો પોતાનો કોયડો ત્હેના કરતાં વધારે કઠિન છે.”

તે જ ક્ષણે સરસ્વતીએ ત્હેને એક વિચાર સૂઝાડયો, અને તેથી તે હર્ષ પામી છલંગ મારીને ઊઠયો અને બોલ્યો. “હા! હા! દેવી મ્હારી સાહાય્યે આવ્યાંછે. દેવીનો જય થાઓ! રાજકન્યા હવે મ્હારી જ છે.” એમ બોલી તે તરત રસકોશને કહેવા ગયો. ત્હેને સાંઝના પ્રશ્ન માટે વાર્તા સંભારી કાઢતો, વિચારમાં મગ્ન દીઠો. તે જોઈ રાજાએ કહ્યું “મ્હારા મિત્ર! વિચાર કરવાનું છોડી દે. મ્હને ફત્તેહ મળવાનો માર્ગ સૂઝયોછે. આજે સાંઝે હું

પોતે જ એક પ્રશ્ન રાજકન્યાને પૂછીશ પછી રસ-
કોશે કહ્યું:–"હે રાજા ! હું ત્હને મુબારકબાદી
આપુંછું. પણ આવી મહત્ત્વની બાબતમાં એકદમ
ઝંપલાવવું ન જોઇયે,–માટે ત્હમારો પ્રશ્ન શો છે તે
મ્હને કહો. તે અનુત્તર છે કે નહિં તે ખાતરી કરી
જોઇયે." "આ સાંભળી રાજા સૂર્યકાન્ત હસ્યો,
અને બોલ્યો "મ્હારો પોતાનો વિષય તે જ એક
પ્રશ્ન છે. હું રાજકન્યા પાસે જઈ મ્હારે શું કરવું
જોઇયે તે પૂછીશ. જો તે મ્હને કાંઇ કહેશે તો
આવતી કાલે ત્હેને તે જ સવાલ પૂછીશ અને જો
કાંઇ કહેશે નહિં તો તો કરાર પ્રમાણે તે મ્હારી
જ થશે. માટે ગમે તે રીત્યે તે હવે મ્હારી
થવાની જ."

પછી રસકોશે રાજાને કહ્યું. "આપ મહારાજાનો
જય થાઓ. પ્રેમની શક્તિ અજબ છે. એક પથરાની
પેઠે તે બુદ્ધિની તીવ્ર ધારા કોઇક વાર બુઠ્ઠી કરી દે
છે, તેમ વળી કોઇક વાર અતિ તીવ્ર બનાવી દેછે.

કારણ મ્હેલાં આપને ત્હેણે અન્ધ જેવા બનાવી દીધા હતા. અને હવે આપણા રસ્તામાં જ પડેલા છતાં જે આપણને સૂઝતું ન્હોતું તે આપને જણાયછે. પણ હું તો ધારૂંછું કે કામદેવ પણ હવે તો રાજકન્યાને મોહાન્ધ કરી દેશે. અને પોતાની ખુશીથી જ તે પાંજરામાં આવી જશે. પછી બાહ્ય ચિન્હો છેતરનારાં હોય તો કોણ જાણે. કારણ આખરે જે લોકોને પકડાઈજવાની ઇચ્છા હોયછે, તેઓ જ અધિક સહેલાઈથી પકડાયછે. રાજકન્યા મ્હારા પ્રશ્નો તરફ નો પથ્થર જેવી સખત દૃષ્ટિથી જોતી હતી, પણ ત્હમારી આગળ તે ફૂલ જેવી મૃદુ થઇ જશે."

પછી આતુરતાથી રાજા સૂર્યાસ્તની વાટય જોવા લાગ્યો. અને પોતાનો પશ્ન રાજકન્યાને પૂછવાની ઉતાવળ થવાથી દિવસનો બાકીનો ભાગ ઘણી મહેનતથી કાઢયો. આખરે સૂર્યાસ્ત થયો. પછી રસકોશે કહ્યું:–"હે રાજા ! આજ આપ દર્શનગૃહમાં એકલા જજો. કારણ આટલા દિવસ મ્હારી હાજરી

આપને જેટલી ઉપયોગી થઇ હતી તેટલી જ ઉપયોગી આજે મ્હારી ગેરહાજરી ત્હમને થશે. કેટલાક પ્રસંગો એવા હોયછે કે ત્હેવે પ્રસંગે પોતાનો મિત્ર ગેરહાજર રહી વધારે ઉપયોગી થાયછે. જુવો, સાંભળો હું એક વાર્તા કહું." પણ રાજા બોલ્યો "મ્હારા મિત્ર! વાર્તા કહેનાર વ્યક્તિ તું હોય તોપણ આ સમય વાર્તા કહેવાનો નથી. આજે જો કે હું એકલો જઈશ તે છતાં જો દેવી સરસ્વતી અને ગણેશની કૃપાથી હું સફળ થઇશ તો તે સાફલ્યને માટે મ્હારે ત્હારો ઉપકાર માનવાનોછે. તે ત્હારે લીધે જ થશે; કારણ વિયોગના સમયમાં દરરોજ ત્હેં મ્હને ટકાવી રાખ્યોછે. એટલું જ નહિ પણ ત્હારી વાર્તાઓ તે મ્હારી પ્રિયાના ખંડની બારીએ પગલે પગલે પ્હોંચવા માટે એક નીસરણી રૂપ થઈછે. અને આશા રૂપી પર્વતની ટોચે પ્હોંચી, આપણી ધારેલી વસ્તુની પ્રાપ્તિ થાયછે, ત્હેમાં શું સૌથી નીચામાં નીચું પગથિયું નીસરણીના

ઊંચામાં ઊંચા પગથિયા જેટલી જ મહત્ત્વની સેવા બજાવતું નથી ?” પછી રસકોશ હસ્યો અને બોલ્યો;–“રાજા ! આપ કહોછો તે સત્ય છે, હવે જાઓ, મ્હારી વાર્તા ત્હમે સાંભળી નહિં; પણ અસ્તુ, મ્હારો જે ઉદ્દેશ હતો તે પાર પડયો છે; કારણ, રાજકન્યાને આજે ત્હમારી વાટય જોવી પડી હશે, અને અપેક્ષાથી ઇચ્છા તીવ્રતર થાયછે; कल्याणमस्तु”.

પછી રાજા રસકોશને મૂકી રાજકન્યાના દર્શન-ગૃહના દ્વાર આગળ આવતાં રાજાનો જમણો હાથ ફુરકવા લાગ્યો. આ શુકન સારા ગણી તે અંદર ગયો. ત્ય્હાં રાજકન્યા અનંગરાગાને ગળીના રંગની સાડી, કબૂતરની ડોક જેવા રંગનું મિશ્રણ હોયછે ત્હેવા રંગની પીળા સૂર્યકાન્ત મણિજડિત કંચુકી, મુકુટ તથા બીજા સર્વ અલંકારો પ્હેરી ઊભેલી દીઠી ! ત્હેણે રાજાને આવતે વાર થવાથી પોતાનું આસન છોડયું હતું, અને રાજાની વાટય જોતી દ્વાર પાસે આવી ઊભી હતી. રાજાને જોઈ તે લજ્જા

પામી, અને ગભરાઈ જઈને પાછી પોતાના આસન ઉપર જઈને બેઠી. રાજા સૂર્યકાન્ત ત્હેની પાસે ગયો, અને ત્હેને પગે લાગ્યો, અને ત્હેનો હાથ ઝાલી બોલ્યો:-"ભગવતિ! કોઇ એક સમયે એક રાજા હતો. તે ત્હારા જેવી જ એક સૌન્દર્યવતી રાજકન્યા ઉપર મોહિત થયો હતો. અને તે રાજકન્યાને વરવાને ઇચ્છા રાખતો હતો. પણ કરાર એ હતો કે ત્હેણે તે રાજ-કન્યાને કોઇ એવો સવાલ પૂછવો કે જે'નો ઉત્તર તે દઈ ન શકે; તો તે રાજકન્યા ત્હેને વરે. હે જ્ઞાનનો અવતાર ધરી ઊભેલી સુંદરી! તે રાજકન્યાને રાજાએ શો સવાલ પૂછવો તે મ્હને કહે."

તરત જ રાજકન્યા ઊઠી. અને હર્ષથી કહ્યું. "અહો ચતુર! ત્હમે બરોબર અનુમાન કર્યુંછે." એમ કહી પોતાના ભુજયુગલની માળા રાજાના કંઠની આસપાસ વીંટી દીધી. અને ત્હેને પોતાના પતિ તરીકે વર્યો. અને કહ્યુઃ—"જુઓ આ ત્હમને મળતા આવતા મણિ-માં ત્હમારી મૂર્તિ સહસ્રધા પ્રતિબિમ્બિત થઈ છે.

તોપણ ત્હમે મ્હારાં નયનો સ્હામું જોશો તો મ્હારા હૃદયમાં પ્રતિબિમ્બિત થયેલી ત્હમારી છબી ત્હમને જણાશે." પછી રાજાએ તેની આંખ્યો તરફ જોયું. અને ત્હેમાં એક ઊંડા સરોવરમાં સૂર્ય જેમ પ્રકાસેછે તેમ પોતાની છબી દીઠી. પછી રાજકન્યાના કાનમાં કહ્યું: "ત્હેં મ્હારી જાત્યને લૂંટી લીધીછે. તો હવે તે ત્હારી જાત્ય સમર્પીને પાછી આપ્ય." પછી રાજકન્યા નીચું જોઈ ધીમે અવાજે બોલી. "મ્હારી પાસેથી મધુરતા ત્હમે કાંઇ પણ આપ્યા વગર લેશો? મધુકરે કમળને શું આપ્યું હતું?" આ સાંભળી રાજા પ્રેમના આવેશથી ધ્રૂજવા લાગ્યો. અને પોતાના હાથવડે ત્હેનું મ્હોં ઊંચું કરી ત્હેના ગુલબી મુખપટ ઉપર ચુમ્બન કર્યું. તે ક્ષણે તે સર્વ ભૂલી ગયો. અને ત્હેનું હૃદય સમુદ્રના મોજાની પેઠે ઊછળવા લાગ્યું. ત્હેની બોલવાની તથા સાંભળવાની શક્તિ ક્ષીણ થતી ગઇ, અને પગ અસ્થિર થવા લાગ્યા, પછી અનંગરાગાએ ત્હેને સાવધ કર્યો. અને પછી બોલી:—"ત્હમને શું એમ બ્હીક હતી કે

હું ત્હમને નહિં મળું.” તે બોલ્યો; પ્રિયે ત્હેં મ્હને મૃત્યુના મુખમાંથી બચાવ્યોછે. “આ સાંભળી તે ધીમેથી હશી અને બોલી,–“ભય રાખવાનું કાંઇ કારણ નહોતું; કારણ, આજે જો પ્રશ્નનો ઉત્તર મ્હેં દીધો હોત તો આવતી કાલે ત્હમે મ્હને મ્હારું નામ ફક્ત પૂછ્યું હોત, તોપણ કશો ઉત્તર હું દેત નહિં પણ મ્હારાથી કાલ્યસૂધી નહિં રહેવાય એમ લાગ્યું; વારૂં જે થયું તે સારૂં જ થયુંછે.” રાજાએ કહ્યુંઃ ત્યહારે, હે કપટિની! આટલા દિવસ શા માટે મ્હને દુઃખ દીધું? પ્હેલાં જ ઉત્તર ન દીધો હોત તો!” અનંગરાગાએ કહ્યુંઃ “મ્હને પણ તેટલું જ દુઃખ થયુંછે; પણ એ વિષમાં પણ અમૃત હતું. અને હે સ્વામિન્! સ્ત્રી જાતિનો સ્વભાવ જ એવો હોયછે કે પોતાને ચ્હાનાર પુરુષને ટટળાવવામાં આનન્દ માનેછે, અને પોતાને જેની ખાસ વાઞ્છના હોયછે તે વસ્તુ ત્હેને આપતી નથી.”

પછી સૂર્યકાન્ત રાજા હર્ષના ઉદ્રેકથી મત્ત થઇ

ગયો. ત્હેણે કહ્યું: "આ જગા મ્હને દુઃખ દેનારી થવાથી મ્હને અહિં રહેવું હવે પસંદ નથી;–ચાલો આપણે મ્હારા રાજનગરમાં જઇયે". રાજકન્યાએ કહ્યું: "જે'વી સ્વામીની ઇચ્છા".

પછી રાજાએ રાજકન્યાના રસાલા વગેરેને રસ-કોશ સાથે આગળ મોકલ્યો. અને પોતાની નવોઢા સાથે પોતે રાત્રિયે રાજનગર તરફ જવા નીકળ્યો. તે બે જણાં વનમાં થઇને, ચન્દ્રિકામાં ઘોડેસવાર થઇ ધીમે ધીમે ચાલવા મંડયાં. રાજા પોતે ધોળા અશ્વ ઉપર બેઠો હતો. અને ત્હેની નવવધૂ કાળા અશ્વ ઉપર સવાર થઇ હતી; તેથી દિવસ તથા રાત્રિનાં સૌન્દર્ય મૂર્ત રૂપે આવ્યાં હોય ત્હેવાં તે બે જણાતાં હતાં. મધ્ય રાત્રિયે તેઓ વિશ્રાન્તિ લેવા વનમાં થોભ્યાં રાજાએ અનંગરાગાને ઘોડા ઉપરથી ઉતારીને એક મ્હોટા વૃક્ષ નીચે લતામંડપમાં પુષ્પ અને પાંદડાંની શય્યા ઉપર સૂવાડી. પ્રાસાદની અગાશી ઉપરની આરસ-ની જાળીમાંથી ચન્દ્રનાં મૃદુ કિરણો જેમ આવે તેમ

લતા મંડપમાં પાંદડાંની જાળીમાં થઇને આવતાં હતાં. તે મંડપમાં કુસુમ અને નવપલ્લવની શય્યામાં રાજાએ ગાન્ધર્વ વિધિથી રાજકન્યા અનંગરાગા સાથે લગ્ન કીધું. તે ત્હેનાં નીલરંગી વાળનાં ગૂંછળાં હાથમાં લઇ રમવા લાગ્યો, તે વાળમાંથી ચન્દ્રના અજવાળામાં ત્હેની આંખ્યો ચન્દ્રમણિ જેવી દીપતી હતી. રાજાએ પોતાની પ્રિયાના વાળમાં રક્ત અશોકનાં ફૂલ ગૂંથ્યાં. અને ઉર ઉપર નીલ કમળની માળા પહેરાવી, અને કમરે ધોળાં કુમુદની મેખલા બાંધી, અને પગે જાૂઇનાં નૂપુર પ્હેરાવ્યાં. અને ત્હેના સૌન્દર્યથી મુગ્ધ થઇ પ્રેમના આવેશમાં તે બોલ્યોઃ "પ્રિયે. ત્હારૂં નામ અનંગરાગા પાડ્યું છે. તે યોગ્ય જ છે. તોપણ ત્હારા સહસ્ર જાત્યના સૌન્દર્યનું વર્ણન કરવાને એક જ નામ ફક્ત બસ નથી. તું મૃગ-લોચના છે; કારણ ત્હારાં નયનો ભયભીત મૃગીનાં નયનો-ના જેવાં તેજસ્વી છે. તું નીલનલિની છે, કારણ કે ત્હારા કાળા કેશ તે ત્હારાં નયનો રૂપી કમળો માટેના સરોવર જેવાછે; તું મદનલીલાલોલતા છે; કારણ કે

ત્હારાં નયનો પ્રેમના તરવરતા પ્રકાશથી નૃત્ય કરી રહ્યાછે. તું શશિલેખા છે, કારણ કે તું ઇન્દુકલા જેવી સુંદર અને નાજૂક છે; તું ભુજલતા છે કારણ ત્હારા હાથ લતાની પેઠે વળેલા તથા દૃઢતાથી વળગી રહે ત્હેવાછે; તું કુસુમયષ્ટિ છે; કારણ કે ત્હારૂં શરીર પુષ્પની ડાંડી જેવું સીધું અને પાતળુંછે; તું કમ્બુકંઠી છે; કારણ ત્હારી ડોક શંખાકૃતિની છે; તું રજનિછાયા છે; કારણ, ત્હારા સૌન્દર્યની દીપ્તિ રાત્રિના જેવી છે; તું લાવણ્યમૂર્તિ છે; કારણ, સંપૂર્ણ સૌન્દર્યની સાક્ષાત્ પ્રતિમા જેવી છે. તું મનોહારિણી છે; કારણ, ત્હેં મ્હારૂં મન હરી લીધુંછે; તું મદલહરી છે, કારણ ઉન્માદ રૂપી સમુદ્રના મોજા જેવી તું છે. તું અલિપ્રિયાછે, કારણ, ત્હારા ઓઠને પુષ્પ ધારીને મધુકરો ત્હેમાંનું અમૃત લેવાને આવેછે; તું વજ્રસૂચિ છે; કારણ, ત્હારી બુદ્ધિ હીરાકણી જેવી તીક્ષ્ણ છે; તું હેમકુમ્ભિની છે; કારણ, ત્હારું વક્ષઃસ્થળ કનકનાં કળશયુગ્મ જેવું છે; તું પુલિનાકૃતિછે, કારણ, ત્હારી કટીનો વાંક નદીના કાંઠા જેવો છે;

તું નાનારૂપિણી છે; કારણ ત્હારું સૌન્દર્ય અનન્તછે; તું ભ્રૂકુટિચલા છે; કારણ, ત્હારી ભમ્મરો મેઘમાંની વિદ્યુત જેવી ચંચલ છે; અને હજી આટલાં નામો પણ મ્હને ગાંડો કરી નાંખનાર ત્હારા દિવ્ય અને વશ કરી નાંખનાંર સૌન્દર્યનું વર્ણન કરવાને પુરતાં નથી." પછી અનંગરાગાએ સ્મિત કરીને કહ્યું; "સ્વામી ! ત્હમે આ બધાં નામો કહ્યાં, પણ જે મ્હારું ખરું નામ છે તેતો કહેવું ભૂલી જ ગયા." પછી રાજાએ પૂછ્યું: "એ કિયું વારું" તે બોલી: "ત્હમે મ્હારા દેવ છો; અને મ્હારા જીવનના દરેક અણુમાં વ્યાપી રહ્યાછો; અને તેથી મ્હને નીલીરાગા કહેજો; કારણ, ગળીનો રંગ જેમ સ્થિર અને અનશ્વર છે ત્હેવી મ્હારી ત્હમારી પ્રત્યેની પ્રેમભક્તિ રહેશે. અને મ્હારા હૃદયના સૂર્ય ! સ્રી જાતિનું સૌન્દર્ય ત્હેવી પ્રેમભકિત શિવાય અમૃત રૂપી વિષછે."

આથી રાજા હર્ષઘેલો થઇ ગયો અને બોલ્યો; "આહા ! મ્હને મ્હારા જન્મનું સુફળ મળ્યુંછે; બીજું સર્વ આની આગળ મિથ્યા અને નિરુપયોગીછે; ભવિષ્ય-

માં મ્હારે માટે આના શિવાય બીજું શું હોઇ શકત ? આ હોત અથવા તો, સહસ્ર મરણો કરતાં પણ વધારે દુઃખ કરનારો, આનો અભાવ." પછી ત્હેણે શિવની પ્રાર્થના કરી કે—"હે મહેશ્વર ! આ સ્વર્ગીય સુખ તું કૃપા કરી ચાલૂ રાખજે; અને મ્હારા જીવનની સાંકળ અહિંથી તોડી નાંખજે, અથવા મ્હને કાળનાં બન્ધનો લાગૂ ન પડે તેમ કરી મ્હારી પ્રિયાના સંગમાં મ્હને રહેવા દેજે."

આ ત્હેની પ્રાર્થના શશિધરે સાંભળી; અને ત્હેની ઇચ્છા પૂરી પાડી. અને આ બે પ્રેમીઓ ચન્દ્રિકાથી પ્રકાશિત લતામંડપમાં એકબીજાને આલિંગીને સૂતાં હતાં. ત્હેમની તરફ મહાદેવે પોતાનું ત્રીજું નેત્ર ઉઘાડીને જોયું. અને ત્હેમને ભસ્મસાત્ કરી દીધાં. પણ ત્હેણે એમ કહ્યું કે: "હજી ત્હેમના જીવનની સાંકળ અહિંથી તોડી નહિં નંખાય; કારણ, હજી તેઓએ પ્રાયશ્ચિત્ત તથા ઉગ્ર તપ કરી મુક્તિનો હક મેળવ્યો નથી; પણ ફરી તેઓ એક બીજાને અવશ્ય મળશે; અને ત્હેના બીજા જન્મમાં પતિ અને પત્ની થવા પામશે."

---